ॐ શ્રી

# નામાનો મહેતાજી

## ભાગ પહેલો.

-- રચનાર તથા છપાવી પ્રસિદ્ધ કરનાર —

**ઝીણાભાઇ નીછાભાઇ ગણદેવીકર**

**શરાફી નામાની સ્કુલના માસ્તર**

પ્રસિદ્ધ કરવાનુ ઠેકાણુ —રાણી તલાવ-સુરત

પ્રથમાવૃત્તિ — પ્રત ૨૦૭૦

કીંમત ૩-૮-૦

# સમર્પણ

પ્રિય ગુર્જર સંતાનોના કોમળ કર કમળમાં-

સપ્રેમ સમર્પિત

તમેજ આ ગુજરાતની ભાવી આશાઓ છો; દેશનું સાચું ધન છો; તમારાજ હાથમાં રાષ્ટ્રનું ભાગ્ય મૂકાયલું છે, તેમજ અમારૂં સર્વસ્વ છો, હું કોઇ સ્વાર્થ કે કીર્તિના લોભે બીજાને મારી શિક્ષણ કૃતિ કેમ અર્પિ શકું! મારી પાસે જે છે તે આ છે, મારા જેવો પુસ્તક દ્વારા પોતાના અંતઃકરણ સિવાય અન્ય શું અર્પે ! મારી વિદ્યાનો સદુપયોગ થવાની આશાએ આ પુસ્તક તમારા હાથમાં પૂર્ણ વાત્સલ્ય ભાવે મૂકતાં મારૂં હૃદય હર્ષથી ઉભરાય છે. અમૃત પુત્રો ' આપણી મન કામના ઓ પ્રભુ સફળ કરે ! शमित्यो३म् ।

મંગલાભિલાષિ

જીણાભાઇ નિછાભાઇ મહેતા.

# આ બુકનો અભ્યાસ કેવી રીતે કરવો

# તેની સમજ.

"નામાના મેહેતાજી" ઉપરથી પ્રથમ હરેક વ્યાખ્યા બરોબર રીતે સમજવી અને પછી તેના ઉપરથી કાચામા નમુનો જેવો થાય તેવો કરવો, અને પછી નમુનામા જોવુ કે શુ શુ ભૂલો પડી, તે બરાબર રીતે સમજી લઈ પાકુ કરવુ પછી મનોયત્નના સવાલ ઉપરથી જેવુ આવડે તેવુંજ કાચુ કરવુ, અને પછી પાકામાં જોવુ કે શુ શુ ભૂલો પડી. તે બરાબર સમજી લઇ પાકુ કરવુ, પછી તેને ખતવવુ, અને આશો વદ ૦૦) એ જમાખર્ચી મેળ સિવાયની ખાતાવહી બનાવવી અને પછી ખાતાવહીમા જોવું કે બરાબર છે કે કેમ ? તે થયા બાદ કાચુ સરવાચુ કાઢવુ પછી આશો વદ ૦૦) નો જમા ખર્ચી મેળ કાચો રવો, અને તેને પાકા સાથે તપાસી (મેળની) ભૂલ હોય તે બરાબર સમજી જવી પછી ખાતાવહીમા ખતવની પાકુ શરવાચું કાઢવુ અને નવા ચોપડા કરવા. એજ પ્રમાણે પહેલો ભાગ બરોબર શીખી બીજો ભાગ શરૂ કરવો તે પણ ઉપર પ્રમાણે શીખવો. જમાખર્ચો મોઢે કરવા. હિસાબો બરોબર ગણી જવા. તોલ, કોષ્ટક, કુચી, ભાગ પાડવા બરોબર રીતે શીખવુ.

"વ્યાજગુરૂ" વ્યાજ ગણવાની રીતો મોઢે કરવી પછી નામાના મહેતાજીમાથી સાદુ અને કાપતુ વ્યાજ બરોબર શીખી લેવુ, પછી વ્યાજગુરૂમા પાને ૯મે ખાતુ વસનજી લલ્લુભાઇનુ છે, તેનુ હરેક રીતે ગણી જવુ અને તેવુજ બીજુ ખાતુ રકમ જુદી (ફેરફાર કરી) લખવી. અને તે મીતી, વાર, તારીખ વગેરે પચાં ગમાથી જુદી લખવી, અને તે ખાતાનું હરેક રીતે સમજી ગણી જવું.

"હુડી શિક્ષક"–દરેક વ્યાખ્યા સમજ વગેરે બરોબર સમજી જવુ. અને પછી હુડીના જમાખર્ચ પાને ૫૫ મે છે તે મોઢે કરી પાને ૪૭ના સવાલના જવાબો જેવા આવડે તેવા કરવા, અને પછી પાકા જવાબ તપાસી જવા, એ પ્રમાણે શીખવા માટે કાચી નોટ બુક ત્રણ ધાચા કોરા કાગળની ચામડાના પુઠાની બાંધવી, અને પાકી બે ધાયાની અને ખાતાવહી એક ધાયાની કોરા કાગળની ચામડાના પુઠાંની બાંધવી, અને સળ પાડી લેવા અને સળનું બરોબર ધ્યાન રાખી લખાણ સારા અક્ષરે લખવુ. નામાનો મુખ્ય આધાર અક્ષર ઉપર છે માટે અક્ષર જેમ બને તેમ ઠેરવીને સરસ લખવા

આ છઠ્ઠા ધોરણના કે મોટી ઉમરના અને અગ્રેજી જ્ઞાન ધરાવનારાઓ માટે ઉત્તમ સગવડ છે બાકીનાઓ માટે હમારા નામાના બહોળા જાતિ અનુભવની વરસ ૧૫ની શાળામા દાખલ થઈ શિક્ષણની ખાત્રી કરી લેવી હમારા શિક્ષણનો એકજ દાખલો રજુ કરૂં છુ, જેથી ખાત્રી થશે.

---

## CERTIFICATE.

Mr Zinabhai Nichhabhai Mehta has been on the Staff of this School for many years as a part time instructor in the Indian System of Book-keeping (Deshi Nami) taught to the students of the Commercial Class attached to this School His work has been methodical and uniformly excellent Several pupils having undergone a course of training under him are now well settled in commercial firms and are in charge of accounts of the firms He is pains-taking & accurate in the duties entrusted to him, and the Inspectors

were satisfied with the quality of work shown by students He is the Author of a special book on the subject and his own institution has been well-known here as a training school for the Deshi Nama system of account-keeping He is generous and obliging and I hand him this testimonial willingly with best wishes.

*(Sd) K S Dabu, M A*
*15 th. Dec, 1924 Principal,*
*Sir J. J English School, SURAT*

## સર્ટિફિકેટ

મી. ઝીણુભાઇ નીછાભાઇ મહેતાએ આ નિશાળમા દેશી નામાના શિક્ષક તરીકે ઘણા વર્ષ કામ કર્યું છે. એમનુ કામ ઘણુ પદ્ધતિસર અને ઉત્તમ છે એઓ પોતાના કામમા ખંતીલા અને બહુ ચોક્કસ છે એમના હાથ નીચે શીખેલા ઘણા વિદ્યાર્થિઓએ હાલ વેપારી પેઢીઓમા સારી સારી જગ્યા મેળવી છે એમણે દેશી નામાના વિષયપર એક પુસ્તક લખ્યું છે, તે તથા એમની ઘણું લાંબા અનુભવની જૂની દેશી નામાની શાળા અહિ તથા દેશાવર ઘણી પ્રખ્યાત છે, એમને હુ આ સર્ટિફિકેટ માન અને ઉંચી અભિલાષા પુર્વક આપુ છુ.

તા ૧૫ મી ડીસેમ્બર ૧૯૨૪ (સહી) કે એસ દાબુ, એમ એ
પ્રિન્સીપાલ, સર જે જે ઇંગ્લીશ સ્કુલ
સુરત.

લખો યા મળો

**ઝીણાભાઈ નીછાભાઈ મહેતા.**

ઠે. રાણી તળાવ મુ. સુરત.

# સાંકળીઊં.

પાનું                    વિષય

૧૯ હુંડી.

૨૧. સરવાયા બુક, કાચુ સરવાયું, પાકું સરવયુ, ખેડુતોએ નામું કેમ રાખવું.

૨૨. સ્ત્રીઓએ ઘરનો હિસાબ કેમ રાખવો, વરસ આખરે ખાતાઓની માંડવાળ વિષે, નવા ચોપડાઓની શરૂઆત વિષે, ભરતીકે, મંગાવેલા માલનાં અવેલા ભરતીઅનુ જમા ખર્ચ, કાગળ.

૨૩ દુકાનનારોજે રોજના વહીવટના રોજમેળ, રોકડમેળ, અને નોધથી

## સવાલો અને તેના જવાબો

૮૦. જમાખર્ચી મેળ આશો વદ ૦૦) નો

૮૫. નવો મેળ.

૮૬. ખાતાવહી પાકી.

૧૦૩. નવી ખાતાવહી.

૧૦૯. તારીજ વિષે

૧૧૦. બેડુ ખાતુંનો નમુનો નંબર ૧, ૨, ૩.

૧૧૩. પાકી ખાતાવહીનો નમુનો નંબર ૪

૧૧૪. કાચુ નામુ (ટાંચણુ) કે ટીપણુ નમુનો નંબર ૫.

૧૧૫ પાકુ નામુ નમુનો નંબર ૬

૧૧૭ ઉધાર બીલબુક નમુનો નંબર ૭.

૧૧૮. રોકડ બીલબુક નમુનો નંબર ૭

૧૧૯. ઝાંઘડબુક નમુનો નંબર ૮

૧૨૦ ઉઘરાણી બુક નમુનો નંબર ૯.

૧૨૨. સાદુ વ્યાજ નમુનો નંબર ૧૦.

૧૨૩. કાપતુ (પેટા ફેરૂ) વ્યાજ નમુનો નંબર ૧૧

૧૨૪ સામા દસ્તકના ખાતાનો નમુનો નંબર ૧૨.

૧૨૫. કાચુ સરવાયુ નમુનો નંબર ૧૩

૧૨૬. પાકુ સરવાયુ નમુનો નંબર ૧૪

૧૨૭. ખેડુતોના નામાનો નમુનો નંબર ૧૫.

## ભાગ ૨ જો



## સવાલો અને તેના જવાબો

# ભૂમિકા.

દેશીનામાના મારા અનેક અનુભવો પછી પ્રકટ કરેલા આ પુસ્તક માટે તે પ્રસ્તાવના શી? હા, એટલું તો ખરૂં કે આ કામમાં જેમ ઘણો પાકો અનુભવ તેમ તે વધુ ઉપયોગી માટે આત્મ-પ્રશંસાનો દોષ થતો હોય તો તેની ક્ષમા ઇચ્છીને પણ અહિ કેટલીક હકીકત ટુંકમાં પ્રકટ કરવા ધારૂં છું.

મેં ૧૯ ને વર્ષે ગુજરાતી, અંગ્રેજી ઉચિત અભ્યાસ પૂરો કર્યો. તેપછી નવસારીમાં લોકમાન્ય મારા વિદ્યાગુરુ શ્રીયુત દેસાઈ ભગવાનજી રણછોડજી કાટીકર કે જે હાલ પારડી તાલુકે ગોખલીમાં રહે છે તેમની પાસે દેશીનામાનું સંપૂર્ણ શિક્ષણ મેળવ્યું. મારી હાલની યોગ્યતા તે મારા પૂજ્ય ગુરુને આભારી છે. પછી મેં એ પ્રાપ્ત વિદ્યાને નીચેના સદ્‌ગૃહસ્થોને ત્યાં ઉપયોગમાં લીધી:

મારવાડી શા હરજી મુળજી ગણદેવી
" શા. પના મોટાજી બુહારી
તારીઆ અમાલુમેન મેમણ બારડોલી
કંટ્રાકટર ખા૦ બા૦ હોરમસજી બરજોરજી બામડીવાલા ભોપાલ
રેલ્વેલાઈન કંટ્રાકટર રામજી ભગવાન ઇટારસી
વેપારી અને સરાફ શા જેઠાલાલ દુર્લભદાસ બીલીમોરા
સરાફ અને કમીશન એજંટ મોદી દુર્લભદાસ ગોપાળજી વલસાડ
સરાફ દેસાઈ પરાગજી ગરબાઈની કું. મુંબાઈ
જંગલ અને ઇમારતી કામના કંટ્રાકટર વેપારી અને કમીશન એજંટ દેસાઈ પરાગજી મોરભાઈ ભાનસ મદર
સેન્ટજોન મીલના ખા૦ બા૦ બરજોરજી હોરમસજી કવેટા બલુચિસ્તાન

વગેરે ઘણી જગાએ મેં મહેતાજી તરીકે નામાનું કામ કરી વલસાડમાં નામાની સ્કુલ ખોલી અને ત્યાર બાદ મુકતમાં આજે ૧૫ વરસથી "સરાફી પાઠશાળા" નામની શાળા એક ભવ્ય મકાનમાં વિદ્યાર્થીઓને રહેવાની સગવડ સાથે ચાલે છે.

આ શાળામાં દેશ દેશાવરના વેપારી અને સરાફો તથા કમીશન એજંટોનું નામું, હિસાબી કામ, વ્યાજ, હુંડી, જમાખર્ચ, કાચું સરવાયું, પાકું સરવાયું, નફોટોટો, વરસ આખરે ખાતાની માંડવાળ અને નવા ચોપડાઓની શરૂઆત વગેરેનું કામ શીખવવામાં આવે છે.

આ શાળામાં આજ સુધીમાં મારા હાથ નીચે લગભગ ૪૦૦૦ ઉપ-

શાન વિદ્યાર્થીઓ કે જેમા વર્નાક્યુલર ફાઇનલ થયેલા માસ્તરો ને મેટ્રીક્યુલેટ યુવકો પણ હતા—એઓએ આ શિક્ષણનો લાભ લઇ વેપારી ધંધામા સારો લાભ મેળવ્યો છે, ને મેળવી રહ્યા છે.

અમોને ઘણા ગૃહસ્થો તરફથી અમારા બહોળા અનુભવી શિક્ષણની બુકો બહાર પાડવાની ભલામણ થવાથી તથા કેટલાક છપાયલા નામાના પુસ્તકોમા પુરાણી હદ અને અપૂર્ણતાઓ જોવાથી ચાલુ સુધરેલા રીત રિવાજ પ્રમાણે નીચે પ્રમાણે પુસ્તકો બહાર પાડ્યા છે ને બીજા પાડવા વિચાર છે

**૧ વ્યાજગુરૂ**—એમા બાર પ્રકારના વ્યાજ રીત સાથે ગણી બતાવ્યા છે

**૨ હુંડી શિક્ષક**—એમા ૨૨ જાતની હુંડીઓની સમજ જમા ખર્ચ સહિત આપી છે

એ પુસ્તકોની ત્રીજી આવૃત્તિની પ્રત ૨૦૦૦ હાલમાજ છપાવી છે

**૩. નામાનો મહેતાજી ભાગ ૧ લો** ને પુસ્તક હાલ પ્રેસમાં છે એમા ચ્હા અને મજુરથી માંડીને સાધારણ વેપારીઓ, નાના વેપારીઓ અને આડત ધંધાવાળાઓના નામા દાખલા દલીલ સાથે નકશાઓ કાચુ પાકુ સરવૈયુ, ખાતાઓની માંડવાળ જુને ચોપડની બાકી નવે ચોપડે ચઢાવવાની તરેહ બતાવ્યું છે

**૪ નામાનો મહેતાજી ભાગ ૨ જો**—ભાગ ૧ ના સાથેજ બહાર પાડ્યો છે તેમા વેપારીઓ અને સરાફો તથા કમીશન એજંટોના નામાના દરેક ચોપડાઓની સમજુતી સાથે નામું માંડી બતાવેલ છે. દેશ દેશાવરમા ચાલતા તોલ, માપ, નાણાં, વ્યાજ, મુદત, કોષ્ટક વગેરેના હિસાબો જુદા જુદી રીતે અનેક પ્રકારે ગણી બતાવ્યા છે અર્થાત્ એમા અમારા નામના શિક્ષણની પરેપરી હકીકત આવી જાય છે આથી ઘેર બેઠા પુસ્તકપરથી કોઈપણ શિખનાર શીખી શકે એ ઉદ્દેશથી આ પુસ્તકો બહાર પાડવાનું અમે સાહસ કર્યું છે

પુસ્તકોમા કોઈ સ્થળે જો કંઈ અશુદ્ધિ કે ભૂલચૂક જણાય તો તે જિજ્ઞાસુઓએ દરગુજર કરી મને લખી જણાવવા કૃપા કરવી કે બીજી આવૃત્તિમા તે સુધારો કરૂં. **ગવિસ્યાંકમ્** સં ૧૯૮૧ ના ફાગણ શુદ ૧૫

વિનીત,

**ઝીણાભાઈ નિછાભાઈ મહેતા**

સરાફી પાકા નામાની શાળા, રાણીતળાવ-**સુરત.**

ગૃહસ્થાન
તાડફળીઉ-ગણદેવા
વાયા બીલીમોરા
જીલ્લા સુરત.

॥ ओरुम ॥

॥ श्री गणेशनम ॥

# નામાનો મહેતાજી.

## ભાગ પહેલો.

### નામું.

**૧. નામું**—આપણે ત્યાં ઉપજ, ખરચ, લેવડ, દેવડ, ઘણી જાતનાં અને અનિયમિત હોય છે. તો તે જે પ્રકારના હોય તે બરોબર રીતે કાગળ ઉપર લખવામા આવે છે તેને **નામું** કહે છે

**૨ નામાની જરૂર શી?**-પેદાશ કેટલી અને ખરચ કેટલો તે જોવાથી કરકસરની ટેવ પડે છે. કોની કોની પાસે કેટકેટલુ લહેણુ અને કોનુ કોનુ કેટકેટલુ દેવુ છે તે બરોબર રીતે સમજાય છે, જેથી તકરારનો વખત આવે નહિ નોકર વગેરેથી ચોરી થાય નહિ, કયા માલમા નફો રહ્યો અને તે કેટલો તે અને કયા માલમા ખોટ ગઈ, અને તે કેટલી એ બધુ માલમ પડે છે. માલ ચોરાયો હોય તો તે પણ માલમ પડે છે દરરોજનુ લહેણુદેણુ અને ઉપજ ખરચ મોઢે રહી શકે નહિ, અને તે લાંબા વખતે ભૂલી જવાય માટે નામુ રાખવુજ જોઇએ, અને તે આપ લે થતાંજ ઘણા વેપારીઓ લખી લે છે, પણ નભારીને લખવા ઉપર મુલતવી રાખતા નથી જેઓ એ કામમા આળસ કરે છે, તેઓ પોતાના ધધામાં ફાવી શકતા નથી, માટે નામુ રાખવાની ખાસ જરૂર છે.

૩ **ચોપડા બાંધવાની રીત**—હરેક કાગળના બબ્બે કે ત્રણ ત્રણ પાના પાડીને દરેક પાના ઉપર છ આઠ કે બાર સળ અવળા સવળી પાડે છે અને મથાળે કે વચ્ચોવચ્ચ દોરાવની બાંધે છે કોઈ ચામડાનુ, બ્રાઉનપેપર કે કપડાનુ પુઠુ રાખે છે, પણ અગ્રેજી રિવાજ પ્રમાણે હવે કેટલાક વેપારીઓ ટાયરી બુકો રાખે છે, કે જે જલદી ફાટી તટી જવા સભવ છે માટે ઉપર પ્રમાણે ચોપડા બાધવાની રીત ઘણીજ સારી છે

૪ **ચોપડાના સળ વિષે**--પાનાનુ લખાણ નિયમિત રાખવા માટે હરેક પાનાના છ, આઠ કે બાર સળ અવળા સવળી રાખે છે, પણ ઘણા પ્રચાર તો આઠ સળનો છે

૫ **ચોપડો એટલે શુ ?**–નામુ લખવાના સળવાળા કાગળના બાધેલા જથ્થાને ચોપડો કહે છે

૬ **નામુ લખતી વખતે** યાદ રાખવાની બાબતો

क-લેવુ તો પ્રથમ લઇ પછી લખવુ (જમા કરવુ)

ख આપવુ તો પ્રથમ લખી (ઉધારી) પછી આપવુ

ग–રૂા આવ્યા કે ગયા, આવ્યા હોય તો જમે કરવા અને ગયા હોય તો ઉધારવા

घ આવ્યા પણ નહિ અને ગયા પણ એમ હોય એટલે માલ, હુડી, પહોચ, ભરતીઉ, રૂપીઆની કબુલાત, કોઇ ચીજની અદલ બદલ, વગેરે આવ્યુ ગયુ હોય તો જેટલા રૂા. જમા કરવા તેટલાજ રૂા પાછા ઉધારવા, અને જેટલા રૂ. ઉધારવા તેટલાજ રૂા પાછા જમા કરવા એને જમા ખર્ચી રકમો કહે છે

च આપણુ ઘર કેવડુ છે, તેમા કઇ કઇ સગવડો છે, તેમ નામાનુ ઘર **ખાતાવહી** છે, ખાતાવહીમા ખરચ ખાતાઓ, માલ ખાતાઓ, મીલકત ખાતાઓ, વેપારીઓના ખાતાઓ, ઘરાકોના ખાતાંઓ, ગામના અને બહાર દેશાવરના, દલાલ, મુકાદમ, મહેતાજીઓ વગેરેના પરચુરણ ખાતાઓ કયા કયા છે, તે યાદ રાખીને મેળ નોંધમા લખવુ, અને જે નવુજ ખાતુ હોય, તે તો નવે ખાતે

લખવી પછી મેળ બધ કરી એકચિન્ને ખતવવુ. કોઈ રકમ ખતવવી રહેવી ન જોઈએ એકને બદલે બીજાને ખાતે ખતવાય નહિ તેની સભાળ રાખવી, જમા રકમ હોય તે ઉધાર તરફ ખાતામા ખતવાય નહિ, નવી રકમ ખાતુ પાડીને ખતવવી. વિગતખાતુ, શ્રી મેળખાતુ કે બાબત ખાતુ ખતવાય નહિ, પણ તેના પેટામાની ખાતેવાર રકમો હોય તેજ ખતવવી. શ્રી પુરાત અને શ્રી જણસ બાકી એ રકમો કોઈ પણ ખાતે જમા ઉધાર નથી માટે આ રકમો ખતવવામા આવતી નથી.

છ–એક ખાતે વીગતવાર માલ, ભાવ રૂા હસ્તે આવ્યા ગયા હોય, જુદી જુદી મિતિના હોય તો તેનુ પેટુ પડે છે, અને પેટાનો સરવાળો માથે ચડે છે (જુઓ આશો વદ ૪નો મેળ)

જ–કાચુ બધ કરી પાકુ કરતી વખતે નામવાર ખાતેની રકમો પ્રથમ લખવી પછી માલ ખાતેની, અને છેવટે ખરચ ખાતેની રકમો લખવી પરતુ એ પ્રમાણે થોડાજ લખે છે હિસાબ અને સરવાળા ફરીથી કરી શીલક કાઢવી, કે જેથી હિસાબમા અને સરવાળામા ભુલ થઈ હોય તેમજ કોઈ રકમ લખવી રહી ગઇ હોય તો તે પકડાય છે

ઝ–જેને નામે જમે કરીએ અગર ઉધારીએ તે વખતે તેની સાથે વાત કરતા હોય તેમ લખવુ એટલે તે બધાય છે, અને આપણે છુટા રહીએ

ટ–અટકમા શા. અગરે જે અટક હોય તેનો પહેલો અક્ષર, બાબતમા બા૦ હસ્તેમા હ૦, રૂપીઆમા રૂા૦, દરમા દ૦, ખાડીમા ખા૦ ગાલ્લીમા ગા૦, હડ્રવેટમા હં૦, તારીખમાં તા૦; વગેરે વગેરેમાં પહેલો અક્ષર અને મીડું કાઢવામા આવે છે.

ઠ–જેજે ખાતે આંકડા ચડે ત્યાં ડબલ લીટી; પછી બાબતમાં એકવડી લીટી, તેજ પ્રમાણે પેટાંની રકમોમાં પણ જ્યાં આંકડો હોય ત્યાં ડબલ લીટી અને બાબત હોય તો એકવડી લીટી દોરાય છે.

છે. પણ આ બુકમા બેવડી લીટીને એક દોરી છે અને એક ને લીટી દોરી નથી)

૬—જે સળની રકમોનો સરવાળો કરવો હોય તે સળ મુકી બેવડી લીટી દોરી સરવાળો કરવામા આવે છે.

(જુઓ આશો વદ ૧ નો મેળ)

ઠ—જમાંના જ અને ઉધારનો ઉ મેળ દોરતી વખતે કાઢવામાં આવે છે

ણ નામને અટક, ખરચ અને માલ ખાતા વગેરેને શ્રી લગાડવામા આવે છે.

૭. ચોપડાના સળનો ઉપયોગ—ચોપડાના આઠ સળ હોય છે, જેમા જમાના ચાર સળ અને ઉધારના ચાર સળ, તેમા પહેલા સળમા ખાતાની રકમનો રૂપનો આકડો ભરવામા આવે છે, અને ત્રણ સળમા લખાણ લખવામા આવે છે પેટુ પાડવુ હોય તો બીજા સળમા આકડો અને બે સળમા લખાણ લખવામા આવે છે, અને પેટાનુ પેટુ પાડવામા આવે તો અરધા સળમા આકડો અને દોઢ સળમા લખાણ લખવામા આવે છે જો છ સળનો ચોપડો હોય તો ત્રણ સળમાથી ૦॥ સળમા આકડો અને અઢી સળમા લખાણ લખવામા આવે છે, એક રકમ માટે પેટુ પાડવામા આવતુ નથી (જુઓ આશો વદ ૩ના મેળમા ઉધાર બાજુ)

૮ નવું વર્ષ ગણવા વિષે—ઘણાજ વેપારીઓ કારતક શુદ ૧ થી નવુ વર્ષ ગણે છે, પણ કોઇ કોઈ ચૈત્ર શુદ ૧, કોઇ કોઇ તા ૧ લી જાનેવારી, પારસી મુસલમાન વગેરે લોકો પોતપોતાના બેસતા વર્ષથી નવું વર્ષ ગણે છે જેને જેવો રિવાજ, પણ ઘણોજ રિવાજ તો કારતક શુદ ૧ નો છે.

૯ ચોપડાનું પૂજન કરવા વિષે—સૌ કોઈ પોત પોતાના ઈષ્ટ દેવના નામ લખી લાભ સવાઇ કાઢે છે, અને પછી કંકુ, ફૂલ પાન, ચદન, વગેરે ચઢાવી ધુપ, દીપ, યજ્ઞ, વગેરે કરી ઇશ્વરની ઉપાસના કરે છે કે હે ઇશ્વર! તું મારા વેપારમાં સહાય થઈ

મારી લક્ષ્મી સવાગણી કરજે (જુઓ આશો વદ ૧ ના મેળ ઉપર પૂજા કરેલી છે).

**૧૦ મિતિ ભરવા વિષે**—વચ્ચો વચ્ચ શ્રી૧ા પહેલા બે સળમા નિશાની અને પછી પહેલો સળ મુકી લીટી દોરી તેમાં સાલ મિતી અને વાર તારીખ મહિનો સન ભરવુ (લખવુ). પછી મેળ હોય તો ચાર સળમાં જમા અને ચાર સળમાં ઉધાર કરી લખવું, પછી જમાનો પહેલો સળ મુકી ત્રણ સળમાં બેવડી લીટીઓ દોરવી. અને એજ પ્રમાણે ઉધારનો પહેલો સળ મૂકી ત્રણ સળમાં બેવડી લીટીઓ દોરવી. અને પછી ગયા દિવસની સીલક હોય તેને શ્રી પુરાંત કરી લખવું અને નોધમાં ઉપર પ્રમાણે મિતિ ભરી ઉધાર નોધમા 'ઉ' કરી પહેલો સળ મૂકી સાત સળમાં બેવડી લીટીઓ દોરવી અને જમા નોધમા જ કરી સાત સળમા બેવડી લીટીઓ દોરવી અને પછી તારીજ (તારણ) ઉધાર નોધ હોય તો જમે કરવું અને જમા નોધ હોય તો ઉધાર કરવું (જુઓ આશો વદ ૧૧ નો મેળ અને નોંધ)

**૧૧. સીલક કાઢવા વિષે**—જમા ઉધારના સરવાળા કરી બીજા કાગળમા જમામાથી ઉધારનો સરવાળો બાદ કરતાં રહે તે આકડો ઉધાર બાજુએ પહેલા સળમા લખી ત્રણ સળમાં બેવડી લીટી દોરી શ્રી જણસ બાકી કરી લખવુ, પછી ઉધારનો પાછો સરવાળો કરવો એ શીલક કાઢી મેળ બંધ થયો કહેવાશે (જુઓ આશો વદ ૧ નો મેળ)

## ચોપડા વિષે.

**૧૨. નોકર, મજુર વગેરેને** વધુ લેવડ દેવડ હોતી નથી એટલે એ લોકો આવક, ખરચનુ એકજ બેઠું ખાતું રાખે છે, અને જો ઉધાર આપ લે કરતા હોય તો તેઓના વધારાના બેઠા ખાતા રાખે છે. અને તેમાજ જમા ઉધાર મિતિવાર લખ્યા જાય છે. અને જો વધારે આપ લે થતી હોય તો બેઠો મેળ અને ખાતાવહી રાખે છે.

૧૩. **આવક ખરચનુ બેઠું ખાતું**--એટલે રોકડા રૂા. આવે તે મિતિવાર જમા કરવા અને ખરચ થાય તે મિતિવાર ઉધારવો (જુઓ નમુનો નબર ૧)

૧૪ **વધારાના ખાતા વિષે**--આવક ખરચના બેઠાં ખાતા-નાથી એક ખાતેની રકમ તપાસ કરી કાઢતા વાર લાગે અગર ભૂલથી કોઈ રકમ રહી જાય માટે વધારાના બેઠા ખાતા માણસ માણસોના લેણુ દેણુના રાખે છે તેમા પણ મિતિવાર જમા ઉધાર લખ્યા જાય છે (જુઓ નમુનો નબર ૨)

૧૫ **બેઠો મેળ** એટલે આઠ દિવસ, પંદર દિવસ કે મહિના સુધીનો મેળ ગણી તેમા રકમ મિતિ અને ખાતાવાર જમા ઉધાર બાબત સાથે લખ્યા જવુ અને મીલટ કાઢવી તે (જુઓ નમુનો નબર ૩)

૧૬ **ખાતાવહી** એટલે ખાતાવાર ખતવેલો ચોપડો, જેમા રકમ મેળ પાનુ અને મિતિ લખે છે, પણ જરૂરીઆત ખાતા-ઓમા મુખ્ય બાબત લખે છે (જુઓ નમુનો નબર ૪)

૧૭ **નાના વેપારીઓ** જેવા કે ભુસારૂ અનાજ, કાપડ, કટલરી, દવા, ફ્રુટ, મશીનરી સામાન ચેટાવાળા, વીશીવાળા, તરકારી, પાનબીડી મીઠાઈ, હોટલ વગેરે નાનાથી બેઠામેળ, કાચો રોજમેળ પાકો રોજમેળ રોકડમેળ, કાચીપાકી નોંધ, (નોંધ બે હોય છે (૧) જમે નોંધ (૨) ઉધાર નોંધ) બીલબુક બે ઉધાર અને રોકડ કાગળબુક ખાતાવહી, ઉઘરાણીબુક વગેરે ચોપડાઓ જેને જેવો વહીવટ [કામકાજ] તે પ્રમાણે રાખે છે

૧૮ **કાચો રોજમેળ**--એટલે રોજે રોજની ઉધાર અને રોકડ લેવડદેવડનુ ટાચણુ કે ટીપણુ કરવુ તે (જુઓ નબર ૫)

૧૯ **પાકો રોજમેળ**--એટલે રોજે રોજનુ ટાચણુ કે ટીપણુ ઉપરથી સારા અક્ષરે એક ખાતે બે વાર જમા હોય અગર એક ખાતે બે વખત ઉધાર હોય તો તે એક કરી લખવુ વીગત

અધુરી હોય તો તે પુરેપુરી લખવી [ગામનુંનામ હસ્તે, ખરી મીતી] વગેરે જે લખવુ રહયુ હોય તે પુરેપુરૂ લખવું.

[જુઓ નમુનો નબર ૬]

૨૦ રોકડ મેળ–રોજ રોજની રોકડી રકમો કે રોકડ જેવી જમા ખરચી રકમોનુ નામુ માડવાનો ચોપડો

(જુઓ આશો વદનો ૧૧ મેળ)

૨૧ બીલ બુક–ઉધાર અથવા રોકડેથી માલ આપીએ તો તેનો સામા માણસને આકડો કરવી આપવો તે બીલકુલ માલ ધણી પોતે પોતાના નામથી છપાવી રાખે છે (જુઓ નમુનો નબર ૭) ખાતાના આકડાને અંગ્રેજીમાં બીલ કહે છે. અને કેટલાક ભરતીઉ પણ કહે છે

૨૨ નોંધ–ઉધાર માલ આપીએ અને લાવીએ તેનુ જમા ખર્ચ નાખવાનો ચોપડો.

૨૩ ઉધાર નોંધ–આખુંં સવારથી સાજ સુધીમા જેને જેને માલ ઉધાર આપ્યો હોય, અને દેશાવર મોકલ્યો હોય તેનું જમા ખર્ચ નાખવાનો ચોપડો [જુઓ આશો વદ ૧૦ની નોધ]

૨૪ જમા નોંધ–સવારથી સાજ સુધીમા જેને જેને ત્યાંથી માલ લાવ્યા હોય અને દેશાવરથી આવ્યા હોય તેનું જમા ખર્ચ નાખવાનો ચોપડો [જુઓ આશો વદ ૧૦ની નોધ]

૨૫ કાચી ઉધાર નોંધ–ઉધાર બીલબુક એજ કાચી ઉધાર નોધ છે હવે બીલબુક ઉપરથી કાચી નોધ કરવાનો રિવાજ બધ થયો છે, પણ કોઈ કોઈ હજુ કરે છે, હવે કેટલાક તો ઉધાર બીલબુક ઉપરથીજ પાકી ખાતાવહીમા ખતવતા થઈ ગયા છે.

૨૬ પાકી ઉધાર નોંધ–ઉધાર બીલબુક ઉપરથી જે સારા અક્ષરે નોધ કરવામા આવે છે તે.

૨૭ કાચી જમે નોંધ–આવેલા બીલ * અથવા ભરતીઆ ઉપરથી જે નોધ કરવામા આવે છે તે, એ નોધ કોઈકજ રાખે છે.

**૨૮ પાકી જમે નોંધ**-આવેલાં બીલ અથવા ભરતીઆં અથવા કાચી નોંધ ઉપરથી જે સારા અક્ષરે નોંધ કરવામા આવે છે તે.

**૨૯ ઝાંગડ બુક**-કીંમત ઠેરવી માલ જોઇએ તેટલા વેચવા અગર વાપરવા વાયદે લઈ જાય તેમાથી પસંદ પડે તેટલો રાખે, વેચાય તેટલો વેચે, અને બાકી માલ પાછો આવી જાય તે લખવાના ચોપડાને ઝાગડ બુક કહે છે. અને ત્યાર પછી મેળ અથવા નોંધમા લઇ જાય છે, અથવા તેના ઉપરથીજ ખાતાવહીમા ખતવે છે. (જુઓ નમુનો નંબર ૮]

**૩૦ ઉઘરાણી બુક**-જેને જેને ઉધાર માલ આપ્યો હોય તેઓના ખાના પાડી ખાતાની અંદર આકડા મિતિ અને જરૂરી બાબત સાથે નોધ અને મેળ ઉપરથી ખતવાએલો ચોપડો [જુઓ નમુનો નંબર ૯]

## વ્યાજ વિષે.

**૩૧ વ્યાજ**-આ આપવા લેવામા જે સેકડે અને મહિને કે વરસે વધારો આપવા લેવાનો ઠરાવ કરવામા આવે છે તેને **વ્યાજ** કહે છે

**૩૨ વ્યાજવહી**-ખાતાવહી ઉપરથી જે જે વ્યાજૂ ખાતાઓ હોય તેઓનુ વ્યાજ ગણ નાખવાના ચોપડાને **વ્યાજવહી** કહે છે [જુઓ નમુનો નબર ૧૦ ૧૧]

**૩૩ વ્યાજનુ ખોખું બનાવવાની રીત**--પ્રથમ ચોપડાનુ પાનુ અને પછી અધવચમા શ્રી૧ા લખી પ્રથમ સળમા નિશાની લખવી, અને તે સળમુકી નીચેથી બીજા સળથીમથાળ [આખી] લીટી દોરવી, અને તેમા જેનુ વ્યાજ ગણવુ હોય તેની અટક નામ ગામ ખાતુ પાનું વગેરે લખી જે સાલનુ વ્યાજ ગણવું હોય તે સાલ લખવુ. પછી જમા ઉધાર કરી પ્રથમ જમાનો અને પ્રથમ ઉધારનો સળ કોરો રાખી પછી રૂ. મો આંકડો મીતિ લખી જે રીતથી* વ્યાજ ગણવુ હોય તે રીતે માસ દિવસ કાઢી શર ગણવા (જુઓ નમુનો નબર ૧૦-૧૧)

૩૪. તારીજ કાઢવા વિષે—તારીજ એટલે ઉપર ગણેલા વ્યાજનું છેવટનુ શુ તત્વ રહ્યું તે (જુઓ નમુનો નંબર ૧૦-૧૧)

૩૫ મુદ્દત કાઢવા વિષે—મુદત કાઢવી એટલે જે રૂ. ના માસ દિવસ કાઢવા હોય તે રૂ. ની મીતિથી જ્યાં સુધીના રૂ. નું વ્યાજ ગણવુ હોય તે મીતિ સુધીના માસ દિવસ ગણી કાઢવા. તેમા પેટા ફોડ રીતે પહેલો દિવસ ગણે તો છેલ્લો દિવસ ગણવો નહિ પણ બાકી લેણા અગર દેવા હોય તેમાં પહેલો અને છેલ્લો બેઉ દિવસ ગણાય છે (જુઓ નમુનો નબર ૧૧)

૩૬ શર કાઢવાની રીત—રૂ. આનાને મહિનાએ ગુણવાથી જે આવે તે શર (દોકડા) બદામ આવે અથવા રૂ, અને આનાને દિવસે ગુણી ૩૦ એ ભાગવાથી જે ભાગાકાર આવે તે દોકડા બદામ આવે

૩૭ વ્યાજ કાઢવાની રીત—જે નક્કી શર બાકી લેણા અગર દેવા આવ્યા હોય તેને ટકાની તેરીખે ગુણવાથી જે આવે તે દોકડા થાય અને આનાની તેરીખે ગુણવાથી જે આવે તે બદામ થાય

૩૮. ટકા વ્યાજ અને તેરીખ વ્યાજ—ટકા વ્યાજ કહ્યું હોય તો વરસ એકનુ વ્યાજ જાણવુ અને તેરીખ વ્યાજ કહ્યું હોય તો મહિના એકનુ વ્યાજ જાણવુ.

૩૯ સાદુ વ્યાજ-અસલની રીત જમાનાં અને ઉધારની બંને બાજુની રકમના માસ, દિવસ ગણી શર કાઢી વ્યાજ ગણવામાં આવે છે. (જુઓ નમુનો નબર ૧૦)

૪૦. કાપતુ વ્યાજ-હાલની સુધરેલી રીત મોટી રકમમાં નાની રકમ પેટાં પાડી સમાવવી અને જે તરફ મુદત આવતી હોય તે કાઢી શર ગણી વ્યાજ ગણવામા આવે છે તે. (જુઓ નમુનો નંબર ૧૧).

૪૧. પેટા ફોડવાની રીત-પ્રથમ એક રકમ જમાની પહેલો લાભ શરનો મુકી લખવી અને એક રકમ ઉધારની પહેલો લાભ

શરનો મુકી લખવી એ બે રકમમા નાની જમાની રકમ ઉધારની મોટી રકમમા સમાઈ ગઈ હુવે જમે બાજુ બીજી રકમ લખી તે પણ ઉધારની મોટી રકમમા સમાઈ ગઈ હુવે જમાની ત્રીજી રકમ જમા બાજુ લખી તે પણ ઉધારની મોટી રકમમા સમાઈ ગઈ હુવે જમાની ચોથી રકમ અને ઉધારની બીજી રકમ લખી તો જમાની મોટી રકમમા ઉધારની નાની રકમ સમાઈ હુવે ઉધાર તરફ ત્રીજી રકમ લીધી તે જમાની રકમમા સમાતી નથી માટે જમાની રકમમા જોઈતા રૂા ૩૦) લીધા તે ઉધારની રકમમાથી લીધા, હવે પાચમી રકમ જમેની લખી તે ઉધારની રકમમા સમાઈ ગયા હવે જમાની છઠ્ઠી રકમ લીધી તે ઉધારની ત્રીજી રકમમા સમાતા નથી માટે ઉધારની ત્રીજી રકમમા ઘટતા રૂા. ૧૫) જમાની છઠ્ઠી રકમમાથી લીધા એ પ્રમાણે ખાતામા જેટલી રકમ હોય તે તમામ રકમોનુ કરતા જવુ (જુઓ નમુનો નંબર ૧૧)

## વ્યાજુ ધંધાવાળાઓ.

૪૨ **વ્યાજુ ધંધાવાળાઓ ચોપડા રાખે છે તે**—એઠા મેળ અથવા રોજમેળ કાચો પાકો મેળ, ખાતાવહી, ઉઘરાણી બુક હુંડીવહી, વ્યાજવહી, બામાદન્તક વગેરે ચોપડા રાખે છે

૪૩. **સામા દસ્તકની ખાતાવહી**—જેને જેને વ્યાજે રૂા. આપાંએ તેમની પાને ખાતુ પડાવી લઈ એક આનાની ટીકીટ ઉપર સહી કરાવી લેવાનો ચોપડો (જુઓ નમુનો નબર ૧૨)

## હુંડી વિષે.

૪૪ **હુંડી**—એટલે વેપારીઓમા ચાલતી નોટ, જેને અંગ્રેજીમાં ચેક કહે છે, તે કોરા કાગળ ઉપર લખાય છે. કોરો કાગળ છકે સાત આંગળ પહોળો અને વેત લાબો હોય છે, અને

તેથી ઓછો વસ્તો પણ હોય કે કેટલાક તેને છપાવી રાખે છે, પણ છપાવનાર રૂા. રાખ્યાવાળાનુ નામ મુદત, મીતિ વગેરે જે કેટલુંક લખવાનું હોય તે જગ્યા કોરી રાખી છપાવી શકે છે.

૪૫. હુંડી લખવાના નિયમો.

क. ચાર આંગળ મથાળુ કોરૂં રાખવુ, પછી વચ્ચો વચ્ચ શ્રીરા, ડાબી બાજુએ નિશાની, અને જમણી બાજુએ નબર લખવો.

ख. એક સળ જેટલી જગ્યા કોરી રાખવી પછી સ્વસ્તિ શ્રી વગેરે શુભ સુચક બાબત લખવી.

ग. હુડી જ્યા લખવી હોય તે ગામનું નામ.

घ. જેના ઉપર હુડી લખવી હોય તેની અટક અને નામ પુરે પુરૂં લખવુ.

च હુડી જેણે જે ગામથી લખવી હોય તેણે જોગ શ્રી અમુક ગામથી ફલાણા એટલે લખનારે પોતાની અટક અને નામ પુરેપુરૂં લખવુ, અને પછી સામાવાળાને જે લખવું હોય તે, જેગોપાળ, જુહાર; સલામ, વગેરે યોગ્યતા પ્રમાણે વાંચશો એમ લખવું.

छ જત અત્રેથી રાખ્યા, એટલે રૂા લઈ હુડી લખી આપીએ તેની અટક અને નામ પુરેપુરૂ લખવું અગર શાહ જોગ પાસેથી પણ લખાય છે.

ज રૂા. નો આંકડો અને પછી અંકે લીધા તે.

झ શાહ વેપારી જોગ અગર જેને નાણાં અપાવવાં હોય તેની અટક અને નામ.

ठ. નાણાં આપવાની મુદત.

ड. નાણા હુંડીની રીતના, અથ, ઠામ, ઠેકાણું, ચોકસ કરી આપજો એમ લખવું.

ઇ. નિશાની એજે કાગળે મધ્યે લખીશુ.

ણ. હુંડી લખી તે મીતિ, વાર, તારીખ. દસ્તકના વગેરે લખવુ પછી બેવડી લીટી દોરી વધેલો કાગળ ફાડી નાખવો.

ત. હુંડી લખી તેની બીજી બાજુએ ચોકઠામાં રૂા.નો આંકડો અને પછી બમણા કે ચોગણા કરી આપવા લખવું.

થ. છેવટે જેના પર હુંડી લખી હોય તેનુ પુરેપુરૂ સરનામુ લખાય છે.



# હુંડી



શ્રી ૧।

નંબર ૭૧૭

સ્વસ્તિ મુંબઈ બંદર મહાશુભસ્થાને પૂજ્ય શ્રી પાંચ દેશાઇ પરાગજી સુરભાઈ ડા૦ જોગ શ્રી વલસાડ ભાગડા બંદરેથી લી૦ મોદી દુર્લભદાસ ગોપાળજીના નમસ્કાર વાંચશો. જત અત્રેથી રાખ્યા દેશાઈ નાના ભાઈ હરિભાઈ પાસેથી રૂા ૧૨૦૦) અંકે એક હજાર બસો લીધા; તે શાહ વેપારી જોગ, મુદત તુરત નાણાં હુંડીની રીતના અથ ઠામ ઠેકાણું ચોકસ કરી આપજો નિશાની એકે કાગળ મળ્યે લખીશું. એજ કામકાજ સાલ ૧૯૭૫ના ભાદરવા શુદ ૧૧ને વાર શનેઉ તા. ૬-૯-૧૯૧૯ દા. પોતે.

---

રા. ૧૨૦૦) રૂપીઆ છમોથી બમણા પુરા કરી આપજો.

શ્રી પાગ દેશાઇ પરાગજી સુરભાઈ કુા૦

ઠે૦ પાયધુની.

મુા૦ મુબઇ

# સરવાયા બુક વિષે-

૪૬ **સરવાયાં બુક**-જેમા મહિને, ત્રણ મહિને, છ મહિને, કે વરસ આખરે દરેક ખાતાઓની બાકી પાકી ખાતાવહી ઉપરથી ઉતારી લઈ શીલક કાઢવામા આવે છે, તેને સરવાયાં બુક કહે છે. સરવાયા બે જાતના હોય છે, (૧) કાચુ સરવાયુ (૨) પાકું સરવાયું.

૪૭. **કાચુ સરવાયું**-મહિને, ત્રણ મહિને, કે છ મહિને જ્યારે જોઈએ ત્યારે પાકી ખાતાવહી ઉપરથી દરેક ખાતાંઓની બાકી ઉતારીકાઢી પછી જમા ઉધાર રકાના સરવાળા કરી શીલક કાઢવામા આવે છે, અને તે શીલક છેલ્લા મેળની શીલક સાથે મળી રહે ત્યારે જાણવું કે આપણુ સરવાયુ બરાબર છે, તે સરવાયાંને કાચુ સરવાયુ અથવા અવલ સરવાયુ કહેવામા આવે છે. (જુઓ નમૂનો નબર ૧૩)

૪૮ **પાકું સરવાયું** દરેક ખરચ ખાતાઓ અને માલ ખાતાંઓ વગેરે જે જે ખાતાઓ માંડી વાળવા હોય તે માંડી વાળી જુને ચોપડેની બાકી નવે ચોપડે ચઢાવવામાં આવી હોય તેનુ જે સરવાયુ કાઢવામા આવે છે તેને પાકું સરવાયુ અથવા આખર સરવાયુ કહે છે, (જુઓ નમુનો નબર ૧૪)

૪૯ **ખેડુતોએ નામું કેવુ રાખવુ**-જેમને ત્યા બીલકુલ નામુ નહિ હોય તેઓએ જે દિવસથી નામુ રાખવું હોય તે દિવસે પોતાની માલ મીલકત ઘર, જમીન, જાનવર, અનાજ, રોકડા, ઘરેણુા વગેરે સ્થાવર જગમ તથા લહેણુ જે જે ખાતાઓ રાખવા હોય તે તે ખાતે રૂા. ઉધારી માલીકના ખાતે જમા કરવા અને દેવુ હોય તે માલીકને ખાતે ઉધારી, જેના જેના દેવા હોય તેઓના ખાતે જે મીતિના હોય તે મીતિ લખી જમા કરવા, અને ખેતી અગે ખરચ થાય તે ખેતી ખાતે અને ઘરનો ખરચ તે ખરચ ખાતે ઉધારવા, અને ખેતીની આવક આવે તે ખેતી ખાતે જમા કરવી. એ પ્રમાણે દરરોજની મીતિ લખી ખાતે વાર

જમા ઉધાર લખ્યા જવુ, તેઓએ એઠો મેળ અને ખાતાવહી રાખવી. (જુઓ નમુનો નંબર ૧૫)

૫૦ **સ્ત્રીઓએ ઘરનો હિસાબ કેમ રાખવો**-ખરચ માટે જે રૂ. આવે તે મીતિ અથવા તારીખ લખી જમા કરવા અને તેમાંથી જે ખરચ થાય તે મીતિ અથવા તારીખ લખી ઉધાર્યા જવુ, (જુઓ નમુનો નબર ૧૬)

**૫૧. વરસ આખરે ખાતાંઓની માંડવાળ વિષે**-જમા ખર્ચમેળ મનોયત્ન ૧૭ રો પા ૧૬ અને ખાતાવહી જુઓ.

૫૨. **નવા ચોપડાની શરૂઆત વિષે**—મનોયત્ન ૧૮ રો. પા ૧ અને નવી ખાતાવહી જુઓ,

**૫૩ ભરતીઉ**—એટલે માલની ખરીદીના રૂ અને તે ઉપર ચઢાવવામા આવેલા ખરચના વગેરેનો નક્કી આકડો તેને ભરતીઉ કહે છે, (જુઓ નમુનો નબર ૧૭)

૫૪. **મગાવેલા માલના (દેશાવરથી) આવેલાં ભરતીઆનુ જમા ખર્ચ**—જેણે માલનુ ભરતીઉ મોકલ્યુ હોય તેને ખાતે ભરતીઆના નક્કી રૂ જમા કરી માલ ખરીદ ખાતે ઉધાર ના અને [જો દરેક માલ ખાતા જુદા હોય તો તે માલ ખાતે ઉધારવું પેટામા ભરતીઆંની નકલ ઉતારી જવી જુઓ મનોયત્ન ૭ મુ રો. પા. ૭]

**૫૫. કાગળ**—એટલે એક માણસે બીજા માણસ ઉપર પોતાની હકીકત જાણ કરવી તે જુઓ નમુનો નબર ૧૮



# મનોયત્ન ૧ લું ( સવાલ )

સાલ ૧૯૮૦ ના આશો વદ ૧ ને વાર સોમ તા. ૧૩–૯–૧૯૨૪

૧. દેશાઇ નાનાભાઇ હરિભાઇએ પરચુરણ માલની દુકાન કાઢી છે તેમાં તેઓએ રોકડા રૂા ૨૧૦૦) કાઢયા છે, અને દેવું લહેણું નીચે પ્રમાણે જણાવે છે.

૨. આજ પહેલાનુ દેવુ.

૧૫૦૦) શાલ ૧૯૮૦ ના મહા શુદ ૩ ના દેશાઇ મહાદેવ હરિભાઇના દા. રૂા. ૦)≋ની તેરીખેના દેવા છે

૨૦૦) બાઇ હરિગવરી તે નદશાકર તાપીશાકરની છોકરીના સાલ ૧૯૮૦ના વૈશાખ શુદ ૩ ના દા. રૂા ८। ની તેરીખે દેવા છે.

૩. આજ પહેલાનુ લાહેણુ.

૩૭૦૧) શા વરજદાસ લક્ષ્મીદાસ પાસે સાલ ૧૯૮૦ના પોથ શુદ ૫ની મીતિના સાનગીરો દસ્તાવેજુ ઘર ગાળો ૧ મ્યુનીસીપાલ ટીકા નબર અ. ૫ ૩૨૩ વાળુ લખી લઇ દા રૂા. ০॥। ની તેરીખે આપેલા છે

૩૨૫) શા છોટાલાલ છગનલાલને અવેજમા સુનાની સાકળી તોલા ૧૬।– ભારની લઈ દા રૂા ০॥ લેખે શાલ ૧૯૮૦ના મહા શુદ ૯ મે આપેલા છે.

૧૫૦) શા. ભોગીલાલ આત્મારામને નામાદસ્તકનુ ખાતું પાડી લઇ સાલ ૧૯૮૦ ના શ્રાવણ શુદ ૬ એ દા. રૂા. ૦॥।≈ ની તેરીખે આપેલા છે.

| | |
|---|---|
| ૪. ચોપડાનુ પુંજન કર્યું તેમા | ०)≋ પાન સોપારી |
| ०)–। શ્રીફળ ૧. | ०)– પુજાનો સામાન. |
| ०)०॥ પુલ. | ૧) શ્રીતાપી બ્રહ્મચર્યાશ્રમને |
| ०॥ બ્રાહ્મણને દક્ષિણા | ०॥। મીઠાઈ |

---

રા–ા॥

૫. ટેબલ ૧ રૂ. ૧૧) નુ ખડીઓ રૂ ૧) નો, શેતરંજી ૧ રૂા. ૧૧] ની લીધી.

૬ બરૂ ૦)≈ રૂશનાઇનો શીશો ૧ રૂા ૦।ા~ નો લાવ્યા

૭ મેમણ નુરમામદ ડોસાભાઇને ત્યાથી ખાડ દા ૧ ના મણ ૪]૭ દા. રૂા ૬] લેખે ઉધાર લાવ્યા

૮ શેકડેથી ચોખા ગુણ ૧૦ ના મણ ૫૦ની ખાડી ૨ાા દા રૂ, ૮૦) લેખે શા૦ લાલદાસ ફકીરદાસને ત્યાથી લાવ્યા વટાવ ટકા ૧ લેખે કાપી લીધો,

૯ ધી બોમ્બે બેંકમા ખાતુ કર્યુ, દા, રૂા, ૦)≈ ની તેરીખે રૂા, ૧૧૦૦) શેકડા ભરી આવ્યા ચેક બુક તથા પેહાચ બુક લાવ્યા

૧૦. રોકડ પહરો રૂા, ૨ાા ના થયા

# રોજમેળ

## પુંજા.

આરમ્

| | | |
|---|---|---|
| શ્રી | ગણેશાય | નમઃ |
| શ્રી | શારદાય | નમઃ |
| શ્રી | ગુરૂભ્યો | નમઃ |

શ્રી ૧। ——————————— શ્રી ૧।

શ્રોરા

શ્રી ૧૧.

# મનોયત્ન ૧ લાનો જવાબ રો. પા. ૧

## સાલ ૧૯૮૦ના આસો વદ ૧ ને વાર સોમ તા. ૧૩-૯-૧૯૨૪

જ | ઉ

૦)૧૧ શ્રી ગણેશાયનમઃ

૬૨૭૬) ભાઇશ્રી નાનાભાઈ હરિભાઈના ખાતે જમા આજથી પહેલ વહેલુ નવુ નામુ શરૂ કરવા સારુ પોતે પોતાનુ લહેણુ તથા રોકડ નીચે મુજબ જણાવે છે.

૪૧૭૬) લહેણુ ઉધારી જમા છે

૩૭૦૧) શા. વરજદાસ લખમીદાસ પાસે,

૩૨૫) શા. છોટાલાલ છગનલાલ પાસે.

૧૫૦) શા. ભોગીલાલ આત્મારામ પાસે

―――

૪૧૭૬)

૩૭૦૧) શા. વરજદાસ લખમીદાસના ખાતે ઉધાર ચાલુ સાલના પોશ શુદ ૫ ના નાનગીરો દસ્તાવેજ મુજબ ઘર ગાળો ૧ મ્યુનીસીપાલ નબર એ ૫ ... દા, રુ, ૦।।। ની તેરીખે આજથી નવુ નામુ કર્યુ તે સાર તમારા ખાતે ઉધારી જમા છે.

ખા. પા. ૨૯

૩૨૫) શા. છોટાલાલ છગનલાલના ખાતે ઉધાર ચાલુ સાલના મહા શુદ ૯ ના. અવેજમાં સુનાની સાકળી તોલા ૧૬।- ભારની દા, રુ, ૦।। ની તેરીખે મુકી ગએલા જે આજથી નવું નામું શરુ કર્યું તે સારૂ તમારા ખાતે ઉધારી જમા છે,

જ ઉ

બાકી મણ ૬)૧ ના રૂ.
૬) લેખે તે ઉધાર શ્રી
માલ ખરીદ ખાતે
ખા પા. ૫

૨૧॥ શ્રી માલના વકરા ખાતે
જમા બા વકરાના રોકડા
ખા પા ૧

---

૮૦૨૩ા=॥

૨૨૪)=॥ શ્રી માલ ખરીદ ખાતે
ઉધાર
૨૪)=॥ બાડ દા ૧ ના
મણ ૪)૭ ના
જમે મેમણ નુર
મામદ દોગાભાઇ
ના ખાતે.
૨૦૦) ઘોખા ગુણ ૧૦
ના મણ ૫૦ની
ખાડી રા દા
રૂા ૮૦) લેખે
રોકડા હા શા.
લાલદાસ ફકી-
રદાસ

---

૨૨૪)=॥
ખા પા ૧

૧૧૦૦) ધી બેક ઓફ બોમ્બેના
ખાતે ઉધાર બા રોકડા
ભર્યા દા ૩૮ ૦)૬ ની
તરીખે ચાલુ ખાતે ચેક
બુક તથા પહોચ બુક
લાવ્યા હા માણીલાલ
ખા પા ૮
૨૩) શ્રી મરજામ ખાતે ઉધાર
૧૧) ટેબલ ૧

જ ——————— ઉ ———————

૧) ખડીઓ ૧.
૧૧) ચેતરજી ૧.

——

૨૩)

ખા પા ૪

૩‿ાા શ્રી ખરચ ખાતે ઉધાર
બા ચોપડાનુ પુંજન કર્યું
૦)‿ા શ્રીફળ ૧ ના
૦ાા૦ા મીઠાઇ પુલ
૦ાા ૦)૦ા
૦ા બ્રાહ્મણને દક્ષિણા
૦)≡ પાન સોપારી
૦)‿ પુજાનો સામાન
૧) તાપી બ્રહ્મચર્યા-
શ્રમમા મોકલ્યો
૦ાા‿ રૂશનાઇનો શીશો
૧
૦)≡ બારૂ.

———

૩‿ાા

ખા પા. ૩

———

૭૨૨૬ાા૦ા
૭૯૬ાાા‿ા શ્રી જણુસ બાકી.

———

૮૦૨૩ા≡ાા

# મનોયત્ન ૨ જું (સવાલ)

સાલ ૧૯૮૦ના આશો વદ ૨ ને વાર ભોમ તા. ૧૪-૬-૧૯૨૪

૧. આજની સીલક રૂા ૭૯૬ાાાન્ન છે

૨ રૂપીઆ એકસોની નોટના રોકડા આપ્યા તેના વટાવનો રૂા ૦ા રોકડો શા માધવરાવ લક્ષ્મીરામ પાસેથી મળ્યો

૩. શા છોટાલાલ નાનચંદથી ગહુ ગુણ ૧૨ ના મણ ૬૦ ની ગાડી ૨ દા રૂા. ૧૦૫) લેખે રોકડેથી લીધા

૪ દેશાઈ રણછોડજી ગોવીંદજીને ઉધાર નીચે મુજબ માલ આપ્યો હા, પોતે, ગહુ મણ ૫ દા, રૂા ૩ાાા~ લેખે, ખાંડ મણ ૦ાા દા, રૂા, ૯ાા લેખે, ચોખા મણુ ૫ દા, રૂા ૪ાા લેખે

૫ મેમણ નુરમામદ ડોસાભાઇને ત્યાથી આટો ગુણ ૬ દા, રૂા, ૧૫ાા લેખે, રવો ગુણ ૩ દા રૂા, ૧૮ાા લેખે અને તુવેરની-દાળ ગુણ ૧૨ ના ગુણ ૬ વગર વણેલી મણ ૩૦ ની ખાંડી ૧ાા દા, રૂા, ૧૨૦) અને વીણેલી ગુણ ૬ નાગ ૩૯ની ખાંડી ૧ાા દા રૂા, ૧૪૭) લેખે લાવ્યા.

૬, ગઈ કાલની ગુણ ૧૦ અને આજની ૩૩ ની ગાડી ૭ ના ભાડાના રૂા. ૫ા રોકડા ગાડીવાળા બેચા રામનાથને આપ્યા.

૭ કાર્ડ ૬૪ ટીકીટ રૂા ૧)ની લાવ્યા, કાગળ પાના ૫ રૂા ૦ા~ લેખે લાવ્યા

૮, તોળવાનો કાંટો, ત્રાજવાના રોકડા રૂા ૩૩ા શા, છગનલાલ રણછોડને આપ્યા, અને કાટલા મણ ૧ાા થી શેર ૦ા સુધી ના નગ ૧૩ ના રોકડા રૂા ૧૯) શા ફુલચંદ ડુંગરજીને આપ્યા,

૯ શા, ઉમાકાન્ત મગનલાલ રૂા, ૫૦૦) દા, રૂા, ૦)‌॥ ની તેરીખે વ્યાજે મૂકી ગયા હા પોતે,

૧૦ દેશાઈ વલ્લભભાઇ વસનજીને રૂા, ૫૦૦) દા, રૂા, ૦ાા ની તેરીખે વટાવ ટકા ૧ લેખે કાપી લઈ આપ્યા.

૧૧, રોકડ વકરો રૂા ૫૨ા થયો

જ ઉ

૫૦૦) શા ઉમાકાન્ત મગનલા
લના ખાતે જમા બા
રોકડા રુ ૫૦૦) દીધા
રુ ૭)ની તેરીખે મુકી
ગયા હા પોતે
ખા પા ૨૧

૯૭ાા૮ શ્રી માલના વકરા ખાતે
જમા.
૫૨ાા રોકડ વકરો
૪૪ાાા૮ ઉધાર વકરો
૯૭ાા૮
ખા પા ૧

૧૯૩૮ાા૮

૪૪ાાા૮ દેશાઇ રણછોડજી ગોવિ
દજીના ખાતે ઉધાર હા
પોતે
૧૯)૮ ગહુ મણ ૫
હા રુ ૩ાાા૮
૩ા ખાડ મણ ૦ાા
હા રૂ ૬ાા
૨૧ાા ચોખા મણ ૫
હા રુ. ૪ાા
૪૪ાાા૮
ખા પા. ૧૨

૨ાા૮ શ્રી ખર્ચ ખાતે ઉધાર
૧) કાર્ડ કવર ટીકીટના
૧ાા૮ કાગળ ધાયા ૫
હા રુ ૦ાા૮
૨ાા૮
ખા પા. ૩

૫૨ા શ્રી સરજામ ખાતે ઉધાર
૩૩ા કાટો તથા ત્રાજ-
વાના રોકડા હા
છગનલાલ રણછોડ
દાસ
૧૯) કાટર દોઢ મર્ણુ-
કાથી પારોસા સુધી
ના રોકડા હા.

| જ | ઉ |
| --- | --- |
| | નાનચંદ ડુંગરજી.<br>ખા પા ૪ |
| | ૫૦૦) દેશાઇ વલ્લભભાઈ વસનજીના ખાતે ઉધાર બા રૂા. ૫૦૦) રોકડા દા રૂ. ૦ાાની તેરીખે લઇ ગયા |
| | ના પોતે ખ. પા. ૧૯ |
| | ૩૫૧ાા= |
| | ૫૮૬ાા= શ્રી જણુન બાકી |
| | ૧૯૩૮ાા= |

## મનોયત્ન ૩ જું ( સવાલ )

શાક ૧૯૮૦ના આશો વદ ૩ ને વાર બુધ તા ૧૫-૯-૧૯૨૪
આજની સીલક રૂા ૫૮૬ાા= છે

૨ મળાક ના, કેસરીચંદ ભાણાભાઈ ઉપર ચોખા હલવા નાની મીલનાંના ભાવ શુ છે તે જણાવવાના તાર કર્યો, તાર ખરચ ૦ાા= રોકડા થયા

૩ જુવાર ગાસ્ડી ૧૦ દેશાઈ મોહનભાઇ નારણજી મરોલી વાળાએ વાલુ નાલની પાકેલી પોતાના ખેતરની નવી દા રૂા. ૯૦) લેખે સુરત બેડા આપવા કરી તે પેટે બાનાના રૂા ૫૦) રોકડા લઈ ગયા

૪. શ્રી રંગુની સ્ટોરવાળાને ત્યાથી રોકડેથી દીવાસળી ગ્રુસ ૧૦ લાવ્યા.

લાર ગ્રુસ ૫ દા રૂા ૧ાા=

૭॥~ ગુસ ૫ દા. ૧॥~

૫. શા કસ્તુરચંદ પાનાચંદથી ચોખા ગુણ ૨૫ ઉધાર લાધ.

૧૮૭॥ ચોખા હલવો ગુણ ૧૫ ના મણ ૭૫ની ખાંડી ૩॥

દા. રૂા. ૫૦) લેખે.

૧૬૬ા ચોખા જીરાસાલ ગુણ ૧૦ ના મણ ૪૭ાની ખાંડી

રા-રા દા. રૂા. ૭૦) લેખે.

એ પેટે તેણે આજે રૂા ૧૫૦) રોકડા લીધા હા પોતે.

૬ મેમણ નુરમામદ ડેસાભાઈને ત્યાથી મહેતાજી રંગીલદાસ બાંડ દા. ૧નો હિસાબ લઈ ગયા

૭ રેતી શેર ૧૦ રૂા. ૦ા~ની લાવ્યા. ૦)~ પાનસોપારી.

૮. બાઈ ચચળ તે ભોગીલાલ નદશકરની છોકરી રા. ૨૦૦) રોકડા અવેજમા સુનાનો દોરો તોલા ૫)~ ભારનો મૂકી દા રૂા. ૦ાની તેરીખે વટાવ ટકા રૂા ૦ા લેખે કાપી આપી લઈ ગયા

૯ શેઠના છોકરા ચી. મણીલાલની સ્કૂલ ફીના માસ ડીસેમ્બર રૂા ૫) રોકડા લઈ ગયા

૧૦. રોકડા વકરો રા. ૧૭પા॥નો થયો.

શ્રી રા.

## મનોયત્ન ૩જાનો (જવાબ રો. પા ૩)

શાલ ૧૯૮૦ના આશો વદ ૩ને વાર બુધ તા ૧૫-૯-૧૯૨૪

| જ | ઉ |
|---|---|
| ૫૮૬ા॥ શ્રી પુરાંત બાકી | ૩૭૧॥ શ્રી માલ ખરીદ ખાતે ઉધાર |
| ૩૫૩॥ શા કસ્તુરચંદ પાના- | ૦॥~ મુંબઈ ચોખાનો |
| ચંદના ખાતે જમા બા | ભાવ મંગાવ્યાનો |
| ચોખા ગુણ ૨૫ના | તાર કર્યો તેના |
| ૧૮૭॥ ચોખા હલવો ગુણ | ૧૭॥ દીવાસળી ગુસ૧૦ |
| ૧૫ના મણ ૭૫ની | ૬ા~ દીવાસળીગુસ |

ખાડી ૩ાાદા. રૂા
૫૦) લેખે.
૧૬૬ા ચોખા જીરાસાલ
ગુણ૧૦૧ા મણ
૬૭ાા ની ખાડીશ-શા
દા રૂા ૭૦)લેખે
૩૫૩ા તે ઉધાર
શ્રી માલ ખરીદ ખાતે
ખા પા ૨૦
૧) શ્રી હડાળ ખાતે જમા
ખા પા, ૨
૧૦૫ાા≈ શ્રી રોકડ ખાતે જમા
બા રોકડા વ. ૧. ખા પા ૧
૧૯૬૫ાા≈

૫ દા રૂા. ૧ાા≈
૭ાા~ દીવાસળી
ગ્રુસ૫ દા રૂા. ૧ાા
૧૭)≈
હા૦ રગુની સ્ટોરવાળો
૩૫૩ાા ચોખા ગુણ ૨૫
૧૮૭ાા ચોખા ગુણ
૧૫ના મણ ૭૫
દા રૂા ૫૦)
૧૬૬ા ચોખા ગુણ
૧૦મણ ૪૭ાા
દા રૂા ૭૦)
૩૫૩ાા~ાા
તે જમા શા કસ્તુરચંદ
પાનાચંદના ખાતે.
૩૭૧ાા
ખા. પા. ૧
૧૫૦) શા કસ્તુરચંદ પાનાચંદના
ખાતે ઉધાર બા. રોકડા રૂા.
૧૫૦) ચોખા ગુણ ૨૫
તમોએ આપી તે પેટે
લીધા તે હા પોતે.
ખા પા ૨૦
૦ા≈ શ્રી ખર્ચ ખાતે ઉધાર
૦ા~ રેતી શેર ૧૦ના
)~ પાનસોનપારી
૦ા≈
ખા. પા. ૩

૨૪)ના મે. નુરમહુમદ ડોસાભાઈના ખાતે ઉધાર બા. ખાડ દા ૧નો હિસાબ ચુકતે હા રગીલદાસ
ખા. પા ૫

૨૦૦) બાઈચચળ તે ભોગીલાલ નદશંકરની છોકરીના ખાતે ઉધાર બા. રોકડા રૂા ૨૦૦)ના અવેજમા સુનાનો દોરો તોલા ૫)ભારનો મુકી દા. ૦ાની તેરીખે લઈ ગયા હા. પોતે પા. ૧૮

•૫) નાનાભાઈના હરિભાઈના ખાતે ઉધાર બા. રોકડા ચી માણીલાલનીસ્કુલ ફી માય ડિસેમ્બરના લઈ ગયા તે ખા. પા. ૬

૫૦) દે શેઠ ...ભાઇ નારણજી મ...ીવાળાના ખાતે ઉધાર બા તમોએ તમ... પૈલરની પાકેલી નવી જુવાર ... ૧૦ મ... ...ા દા.. રૂા ૬૦) લેખે આપવા કરી તે પેટે રોકડા લીધા હા. પોતે ખા પા. ૧૧

૮૦૧ ૦ા

૨૪૫ા૦ા શ્રી જમા બાકી

૧૦૪૬ા૦ા

# મનોયત્ન ૪ થું (સવાલ)

**શાલ ૧૯૮૦ના આશો વદ ૪ ને વાર ગરેઉ તા. ૧૬-૯-૧૯૨૪**

૧. આજની સીલક રૂા. ૨૪૫ાા~ાા છે

૨. મહેતાજી વસનજી કેશવજીએ પગાર પેટે રૂા. ૧૦) રોકડા લીધા.

૩. મુબઈથી શા. કેશરીચંદ ભાણાભાઇનો તાર આવ્યો કે ચોખાનો ભાવ રૂા. ૧૨૧~ાા છે. તો તેને કાગળ લખો કે તમારો તાર મળ્યો, હમારા હિસાબે ચોખા ગુણ ૧૫૦ માં હલવો નાની મીલનો ગુણ ૧૦૦ તથા જીરાસાલ ગુણ ૫૦ ડબા ૧ માં રેલવે મારફતે બજાર કરી ખરચ વગેરેમા ફાયદો થાય તેમ કરી રવાના કરશો. રસીદ સાથે બરતીક બીડી આપશો આ સાથે હુંડી ૧ રૂ. ૧૨૦૦)ની શા. રાયચંદ વીરચદ ઉપરની લખી અત્રેથી શા. નેમચંદ નાથાજીની હમારા રાખ્યાની નબર ૩૧૧ ની તુરતની શાહજોગ આજની મિતિની લખી સ્ટાપવાળી બીડી મોકલી છે તે મળ્યા તથા હુડી શીકર્યાનો જવાબ લખશો. (એ હુંડી આપણે ૦)ાા લેખે વટાવ આપવો કરી ઉધાર લખાવી લીધી છે) હરરોજ માલના ભાવનુ લીસ્ટ બીડતા રહેશો. કે પોષણ મુજબ ખરીદ લખતા રહીએ વગેરે બાબદ લખો.

૪. દેશાઈ રણછોડજી ગોવીંદજી રોકડા રા. ૨૫) આપી ગયા.

૫. દેશાઇ વલ્લભભાઇ ભીમભાઇ ઉધાર નીચે મુજબ માલ લઇ ગયા તે પેટે તેણે રૂ ૫૦) રોકડા આપ્યા હા. પોતે.

૨૭ાા ચોખા મણ ૬ દા રૂા. ૪ા=
૩૧ા ચોખા મણ ૧૦ દા. ૩)=
૪ાા=ાા ખાડ મણ ૦ાા દા. રૂ. ૬ાા=
૦)=ાા દીવાસળી પડીકું ૧

———

૬૪)=

૬. બેંકમાં રૂા. ૧૦૦) રોકડા ભરી આવ્યા.

૭. ત્રીજોરી ૧ રૂા ૧૨૫) ની મોરાર ઉકા મીસ્ત્રીને ત્યાંથી લાવ્યા તે રોકડા આપ્યા અને ગાડી ભાડું તથા મજુરી રોકડા
૧।                ૦॥ આપ્યા

૮. રોકડ વકરો રૂા. ૧૧૧॥ાં

૯. ચાહ ૦)= પાન ૦)૦॥

૧૦. શેઠના ઘેરે ઘી શેર ૩॥ મોકલ્યું તેના રોકડા રૂા. ૫) ઘીવાળા પ્રેમચંદને આપ્યા

શ્રી ૧।

## મનોયત્ન ૪ થાનો જવાબ ( રો. પા. ૪ )

સાલ ૧૯૮૦ ના આશો વદ ૪ ને વાર ગરેઉ તા. ૧૬–૯–૧૯૨૪

| જ |  | ઉ |  |
|---|---|---|---|
| ૨૪૫ા~ા | શ્રી પુરાંત બાકી | ૧૦) | મહેતાજી વસનજી કેશવજીના ખાતે ઉધાર બા. પગાર પેટે રોકડા હા. પોતે. ખા. પા. ૨૨ |
| ૧૨૦૦ા= | શા. નેમચંદ નાથાજીના ખાતે જમા બા. હુંડી ૧ રૂા. ૧૨૦૦)ની લખી તમારી મુંબઇ શા રાયચંદ વીરચંદ ઉપરની હમારા રાખ્યાની તુરતની શાહજોગ આજની મીતિની લખી નંબર ૩૧૧ ની ૧૨૦૦) ની હુંડી ૧ ના તે ઉધાર શા. કેશરીચંદ ભાણાભા | ૧૨૦૦) | શા. કેસરીચંદ ભાણાભાઈ મુંબઈવાળાના ખાતે ઉધાર આશો વદ ૫ બા. હુંડી ૧ રૂા. ૧૨૦૦) ની શા. રાયચંદ વીરચંદ ઉપરની બીડી મોકલી તેના જમા શા. નેમચંદ નાથાજીના ખાતે ખા. પા. ૧૦ |
|  |  | ૬)ાંં | દ. વલ્લભભાઇ ભીમભાઈ |

ઈ મુંબઈવાલાના
ખાતે.
૦।= હુંડીઆમણુનાતે
ઉધાર શ્રી વટાવ
ખાતે.

૧૨૦૦।=
ખા. પા ૨૫

૨૫) દે. રણછોડજી ગોવીંદજી
ના ખાતે જમા ગા.
રોકડા રૂા. ૨૫) હા. પોતે
ખા. પા ૧૨

૫૦)- દે વલ્લભભાઇ ભીમભાઇ
ના ખાતે જમા ખા રો
કડા આજે માલ લીધો
તે પેટે હા. પોતે
ખા પા ૧૫

૧૭૬)= શ્રી માલ ા વકરા ખાતે
જમા
૬૪)= ઉધાર વકરો
૧૧૧ાા= રોકડા વકરો

૧૭૬)=
ખા. પા. ૧

૧૬૯૭)—ાા

ના ખાતે ઉધાર
૨૭ાા ચોખા મણ ૬
દા રૂા. ૪ાા=
૩૧ા ચોખા મણ ૧૦
દા રૂા ૩)=
૪ાા=ા ખાંડ મણ ૦ાા
દા. રૂા ૬ા=
૦)=ા દીવાસળી પડીકુ
૧

૬૪)= તે જમે
શ્રી માલ ખરીદ ખાતે
હા. પે.ને ખા પા ૧૫

૦।= શ્રી વટાવ ખાતે ઉધાર
ખા હુંડી ૧ રૂા ૧૨૦૦
ના વટાવના તે જમા
શા નેમચંદ નાથાજીને
ખાતે ખા. પા ૨

૧૦૦) ધી બેંક ઓફ બોમ્બેના
ખાતે ઉધાર ખા રૂા
૧૦૦) રોકડા ભર્યા હા.
મણીલાલ ખા પા ૮

૦)—ા શ્રી ખરચ ખાતે ઉધાર
૦।= ચાહ ૦)૦ાા પાન
ખા. પા. ૩

૧૨૭) શ્રી સરજામ ખાતે ઉધાર
ખા. તીજોરી ૧ લાવ્યા
૧૨૫) ત્રીજોરીના રોકડા

હા. મોરારજી ઉકા
મીસ્રી.
૨) ગાડી ભાડું મજુર
૧। ०॥।

૧૨૭
ખા. પા. ૪

૫) ભાઇ નાનાભાઇ હરિભાઈ
ના ખાતે ઉધાર બા. થી
શેર ૩॥ ના રોકડા હા.
પ્રેમચંદ ખા પા. ૬

૧૫૦૬॥[redacted]॥
૧૯૦।= શ્રી જણુસ બાકી.

૧૬૯૭)-॥



# મનોયત્ન ૫ મું ( સવાલ )

સાલ ૧૯૮૦ના આશો વદ ૫ને વાર શુક વા. ૧૭–૯–૧૯૨૪

૧. આજની મીલક રૂ. ૧૯૦।= છે.

૨. નુરમામદ દોસાભાઇને ત્યાંથી ગુણ ૨૧નો હિસાબ લેવા આવ્યા તો તેને વટાવ ટકા ૧ લેખે કાપી લઈ આપો.

૩ શેઠ નાનાભાઈ હરિભાઇએ રૂ ૨૦૦૦) રોકડા આપ્યા.

૪. શા. ઉમાકાન્ત મગનલાલને ત્યાંથી રૂ. ૨૦૦) રોકડા મહેતાજી નારણજી લેવા આવ્યા તો તેને આપ્યા.

૫. દેશાઈ વલ્લભભાઇ વસનજી રૂ. ૨૦૦) રોકડા આપી ગયા હા. પોતે.

૬. દેશાઈ મોહનભાઈ નારણજી જુવાર ગાડી ૧૦ના સોદામાં આજે જુવાર ગાડી ૩।। ૫-૭।। તોલી આપી ગયા હા. મોરારજી.

૭. શા. નાનચંદ કપુરચંદ હા. નાગરજી નીચે મુજબ માલ ઉધાર લઈ ગયા.

૪૫) ચોખા મણ ૧૦ દા રૂ ૪।।

૨૬) ચોખા મણ ૮ દા. રૂ. ૩।।

૧૮) તુવેરની દાલ મણ ૪ દા. રુ. ૪।।

૮. શા. નેમચંદ નાથાજીને હુંડીના રુ ચુકતે વ્યાજ સાથે આપી આવ્યા હા. પરાગજી

૯. શા. મોતીલાલ જેઠાલાલને ત્યાંથી રોકડેથી ખાડ જાવા દા--૧૦ મણ ૪૫।।--૫ બારદાન શેર ૩ લેખે બાદ તોલા ૪૧ દા. રુ. ૬।≈ લેખે વટાવ ટકા ૩ લેખે બાદ મુદત તુરતના.

૧૦ રોકડ વકરો રુ. ૧૭૦।।≈

૧૧. પાન ૦)− ચાસલેટ ડબ્બો ૧ રૂ. ૨।≈

૧૨. બત્તીનુ લેમ્પ રૂ ૧૦)નું લાવ્યા તેના રોકડા રંગુની સ્ટોરવાળાને આપ્યા.

૧૩ ખાડ દા ૧૦નુ ગાડી ભાડુ તથા ઉતરાઇ રૂ. ૧।≈ રોકડા આપ્યા.

શ્રી૧।.

# મનોયત્ન ૫ માનો જવાબ રો. પા ૫

સાલ ૧૯૮૦ના આશો વદ ૫ ને વાર શુક્ર તા. ૧૭-૯-૧૯૨૪

| જ | ઉ |
|---|---|
| ૧૯૦।≈ શ્રી પુરાંત બાકી | ૫૩૭) મે. નુરમામદ ડોસાભાઈ ના ખાતે ઉધાર બા. |
| ૧૩।।≈ શ્રી વટાવ ખાતે જમા ખા. પા. ૨ | આટો ગુણ ૬ રવો ગુણ |

૨૦૦૦) ભાઈ નાનાભાઈ હરિભાઈ
ના ખાતે જમા બા
રોકડા રૂા. ૨૦૦૦) હા.
પોતે ખા. પા. ૬

---

૨૦) દે. વલ્લભભાઈ વસનજી
ના ખાતે જમા બા.
રોકડા રૂા. ૨૦) હા.
પોતે ખા. પા. ૧૯

---

૨૦૫॥= દે. મોહનભાઈ નારણજી
મરોલીવાળાના ખાતે
જમા બા. જુવાર ગાલ્લી
૧૦ના સોદા પેટે ગાલ્લી
૩।-૫-૭॥ હા. રૂા. ૬૦)
લેખે આપી ગયા હા.
મોરારજી ખા. પા. ૧૧

---

૨૫૯॥।= શ્રી માલના વકરા ખાતે
જમા
૧૭૦॥।= રોકડ વકરો
૮૯) ઉધાર વકરો

૨૫૯॥।=
ખા. પા. ૧

---

૭)= શા. નેમચંદ નાથાજીના
ખાતે જમા બા. વ્યાજ
હુંડી રૂા. ૧૨૦૦) ના
તે ઉધાર શ્રી વ્યાજ
ખાતે ખા. પા. ૨૫

૨૮૯૬॥=॥

---

૩ અને તુવેરની દાળ
ગુણ ૧૨ નો હિસાબ
ચુકતે હા. રંગીલદાસ
ખા. પા. ૫

---

૨૦) શા. ઉમાકાન્ત મગનલાલ
ના ખાતે ઉધાર બા.
રોકડા રૂા. ૨૦) હા.
નારણજી ખા. પા. ૨૧

---

૪૮૭)=॥ શ્રી માલ ખરીદ ખાતે
ઉધાર
૨૦૫= જુવાર ગાલ્લી
૩।-૫-૭॥ હા.
રૂ. ૬૦) લેખે
તે જમે દેશાઇ
મોહનભાઈ નાર-
ણજી મરોલી-
વાલાના ખાતે
૨૮૦॥=॥ ખાંડ હા. ૧૦
બાંધા મણ
૪૫॥-૫

---

૧॥।-૩॥ બારદાન
૦॥।
તોલ ૬)૩॥।
૪૩॥।૧॥બાકી રૂ.
૬॥=॥ લેખે રોકડા
હા. શા. મોતી-
લાલ જેઠાલાલ

૧।= ખાંડ હા. ૧૦
નું ગાલ્લી ભાડું
તથા ઉતરાઈ

૪૮૭)=।।

ખા. પા. ૧

૮હ) શા. નાનચંદ કપુરચંદના
ખાતે ઉધાર
૪૫) ચોખા મણ ૧૯
હા. રૂા. ૪।।
૨૬) ચોખા મણ ૮ હા
રૂા. ૩।
૧૮) તુવેરની દાળ મણ
૪ હા. રૂા. ૪।।

૮હ) હા મહેતાજ
નાગરજી તે જમે શ્રી
માલના વકરા ખાતે

ખા. પા. ૨

૦)=। શ્રી વ્યાજ ખાતે ઉધા
તે જમે શા. નેમચં
નાથાજીના ખાતે

ખા. પા.

૧૨૦૦)=। શા. નેમચંદ નાથાજી
ના ખાતે ઉધાર બ
હુંડી ૧ ના રૂા. ૧૨૦
ના ચુકતે હા. વસના

ખા. પા. ૨

૨।।= શ્રી ખરચ ખાતે ઉધ

૭)– પાન
રાાાા= આસલેટ ડબો ૧

ખા. પા. ૩

૧૦) શ્રી સરંજામ ખાતે
ઉધાર બા. લેમ્પ નંબર
ના રોકડા હા. રંગુનીસ્ટોર
ખા. પા. ૪

૨૫૨૬ા–

૩૪૩)ાાા શ્રી જમુસ બાકી

૨૮૬૯ાાાા

---

## મનોયત્ન ૬ ઠું (સવાલ)

**શાકે ૧૮૪૬ના આસો વદ ૫ ને વાર શનિ તા. ૧૮-૯-૧૯૨૪**

૧. આજની શીલક રૂ. ૩૪૩)ાાા છે.

૨. મુંબઈવાળાની લખાવટ મુજબ શા. ડાહ્યાભાઈ મૂળજીને ત્યાં રૂ. ૫૦૦) રોકડા ભર્યા તેની પહોંચ લાવી બીડી મોકલો.

૩. મુંબઈ બેંક ઉપરનો ચેક નંબર ૪૨૧૩૩નો મહેતાજી વસનજી કેશવજીને આપવાનો લખી આપ્યો તેના રોકડા રૂ. ૭૦૦) આવ્યા.

૪. દે. મોહનભાઈ નારણજી મરોલીવાળા જુવાર ગાડી ૧૦ નો સોદો આજે પુરો કરી આપ્યો બાકી જુવાર ગાડી ૯ાા–૧–૫ તોલી સોંપી ગયા હા. શેટે.

૫. બાકી બાકાત નવ ૧૫ ઘ. રૂ. ૦ા= લેખે રોકડથી

મારવાડી તેજુમલને આપ્યા (રોકડ વકરામા લેવા)

૬. બબી નંગ ૩ તાથા રકાબી ટીનની ૩

૦)≡ ૦||=

૭. અડાજણના પટેલ કમન જેરામ ઉધાર નીચે મુજ માલ લઈ ગયા હો. પોતે.

૨|||| ખાંડ મણ ૪ દા રૂા. ૬||=

૩૮|| જુવાર મણ ૧૭ દા રૂા. ૨|

૩||= ગહુ મણ ૧ દા રુ ૩||=

૧૮|| ચોખા મણ ૬ દા રૂા ૩)=

૪)≡ આટો મણ ૧ દા. રૂા. ૪)≡

૧૪| દાળ તુવેરની મણ ૩ દા રુ ૪||

૮. દાળીઆ નાગર ભુલાને ત્યાથી રોકડેથી લાવ્યા.

૨૬) ચણાની દાળ મણ ૮ દા. રૂા. ૩|

૪૦) મગની દાળ મણ ૧૦ દા. રૂા. ૪

૯. રોકડ વકરો રૂા. ૧૫૩||૦||

૧૦. મહેતાજી બેંકમાં ગયા આવ્યા ઘોડાઘાડીના રૂા. ૦)≡ રોકડા

૧૧. ચાહ ૦)≡ નાસ્તો ૦)= પાન સોપારી ૦)-

શ્રી૧|

# મનોયત્ન ૬ ઠાનો જવાબ રો. પા ૬

સાલ ૧૯૮૦ના આશો વદ ૫ ને વાર શનેળ તા. ૧૮–૯–૧૯૨૪

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૩૪૩)=||| | શ્રી પુરાંત બાકી. | ૫૦૦) | શા. કેશરીચંદ ભાણાભાઈ મુંબઈવાલાના ખાતે ઉધાર આ. રોકડા રૂા. |
| ૭૦૦) | શ્રી બેંક ઓફ બોમ્બેના ખાતે જમે બા. ચેક | | |

૧ નબર ૪૨૧૩૩ નો
આજની તારીખનો મહે
તાજી વસનજી કેશવજી
ને આપવાનો લખ્યો
તેના રોકડા આવ્યા તે
ખા. પા ૮

૪૦ાા દે. મોહનભાઈ નારણજી
મરોલીવાલાના ખાતે
જમા બા જુવાર ગાલી
૧૦ નો સોદો આજે
પુરો કરી આપ્યો તે
જુવાર ગાલી ૬ાા–૧–૫
દા. રૂા ૬૦) લેખે તે
ઉધારથી માલ ખરીદ
ખાતે ખા. પા. ૧૧

૦ાા=ાા શ્રી વટાવ ખાતે જમે
ખા. પા. ૨

૨૬૦ા‑ાાા શ્રી માલના વકરા ખાતે
જમા.
૧૦૬ાાા‑ ઉધાર વકરો
૧૫૩ાા૦ાા રોકડ વકરો

- ૨૬૦ા‑ાાા

૧૭૧૧ા≈

૫૦૦) તમારા લખવા
મુજબ તમારીવતી શા.
ડાહ્યાભાઈ ધનજીને ત્યાં
ભર્યા હા. વસનજી
ખા. પા. ૧૦

૪૭૩ા માલ ખરીદ ખાતે ઉધાર
૪૦ાા જુવાર ગાલી ૬ાા
૧–૫ દા. રૂા. ૬૦)
લેખે તેના જમે
દે. મોહનભાઈ
નારણજી મરોલી-
વાળાના ખાતે.
૬૬) રોકડા દાળીઆ
હા. નાગર ભુલા
૨૬) ચણાની દાળ
મણ ૮ દા.
રૂા. ૩ા
૪૦) મગની દાળ
મણ ૧૦ દા.
રૂા. ૪)
૬૬)
૪૭૩ા ખા. પા. ૧

૧)‑ શ્રી સરજામ ખાતે ઉધાર
રોકડા
૦)≈ બખી નંગ ૩
૦ાા≈ રકાબી ટીનની
નંગ ૩
૧)‑

ખા. પા. ૪

૧૦૬॥।~ પા. હસન જેરામ જડા-
જણુવાળાના ખાતે ઉધાર
૨બ્બા ખાંડ મણુ ૪ દા.
રૂા. ૬॥।=
૩૮। જુવાર મણુ ૧૭
દા. રૂા. ૨।
૩॥।= ઘઉં મણુ ૧ દા.
રૂ. ૩॥।=
૧૮॥। ચોખા મણુ ૬ દા.
રૂા. ૩।=
૪।≡ આટો મણુ ૧ દા.
રૂા. ૪।≡
૧૪। દાળ તુવેર મણુ
૩ દા રૂા. ૪॥।
૧૦૬॥।~ હા. પોતે.
તે જમે શ્રી માલના
વકરા ખાતે.

ખા. પા. ૩૨

૦॥~ શ્રી ખરચ ખાતે ઉધાર
૦।= ઘોડાગાડી
૦।= ચાહ
૦।= નાસ્તો
૦।~ પાન સોપારી
૦॥~ ખા. પા. ૩
૧૦૮૧॥≡
૬૨૯॥। શ્રી જમુર બાકી
૧૭૧૧॥≡

શ્રી ૧ા.

# મનોયન ૭ મું ( સવાલ )

શાલ ૧૯૮૦ના આશો વદ ૬ ને વાર રવેઉ તા. ૧૯-૯-૧૯૨૪

૧. આજની સીલક ૬૨૯ાા રૂા. છે.

૨. ગઈ કાલની મીતિનું મુંબઈથી ચોખા ગુણ ૧૫૦નું બરતીઉં આવ્યું તે તપાસી જમા ખર્ચ નાંખો, સાથે રસીદ પણ આવી. સ્ટેશને તપાસ કરો માલ આવ્યો કે કેમ? તપાસ કરતાં માલ આવ્યો નથી.

૩. ખાલી ગુણ ૪૦ દા. રૂ. ૦ાૅ લેખે રોકડેથી મારવાડી તેજુમલને આપી. (રોકડ નકરામાં લેવા.)

૪. કાગળ (પેપર) મણ ૨ દા રૂા. ૨ા લેખે રોકડેથી શા. ફકીરચંદ કેશવજીને ત્યાંથી લાવ્યા.

૫. મે. નુરમામદ ડોસાભાઈને ત્યાંથી મીઠું (નીમક)ની ગુણ ૧૬ દા. રૂા. ૪) લેખે (આખી ગુણનો ભાવ) ઉધાર લાવ્યા.

૬. મીઠાની ગુણ ૧૬ ગાડી ૨ ના ભાડાના ઉતરાઇના રૂા. ૧ાાૅ રોકડા આપ્યા.

૭. નાથુભાઈ રણછોડજીને રૂા. ૪૦૦) સામા હસ્તકનું ખાતું પાડી લઈ દા. રૂા. ૦ાાની તેરીખે વટાવ ટકે ૧ લેખે કાપી લઈ આપ્યા.

૮. બાઇ અંચળ તે ભોગીલાલ નંદશંકરની છોકરી વ્યાજ ચુકતે હિસાબે ચુકવી અવેજમાં મુકેલો સુનાનો દોરો તોલા ૫)ૅ ભારનો હતો તે લઈ ગયાં હા. પોતે. ૫૦) શા. ઉમાકાન્તને કણુલાવ્યા ૫૦)ાા બાકી રોકડા આપ્યા.

૯. કાર્ડ કવર ટીકીટ રૂ. ૧ાાની લાવ્યા.

૧૦. રોકડ વકરો રૂા. ૧૯૩ાાૅ

૧૧. શીલક કંઇ નહિ હોય તો શુ લખવું. જ૦ ૦)૧ લખવી.

૧૨ પરચુરણ તથા પૈસાના રોકડા રૂા. ૪૦ લીધા તેના રૂા. ૦)■ વટાવના આપ્યા

## મનોયત્ન ૭મા નો (જવાબ રો. ગા ૭)

શાલ ૧૯૮૦ના આશો વદ ૬ને વાર રવેઉ તા ૧૯–૯–૧૯૨૪

| જ | ઉ |
|---|---|
| ૬૨૯ાા શ્રી પુરાન બાકી | ૨૦૧૨)૦ શ્રી માલ ખરીદ ખાતે |
| ૧૯૪૧ાાન્ના શા કેશરીચંદ ભાણા | ઉધાર |
| ભાઇ મુબઇવાળાના ખાતે | ૧૯૪૧ાાન્ના મુબઇથી |
| જમે આશો વદ ૫ બા | ચોખા ગુણ ૧૫૦ |
| તમોએ હમારા હિસાબે | રેલવે મારફતે |
| ચોખા ગુણ ૧૫૦ રેલવે | ડબ્બા ૧ મા |
| મારફતે ડબ્બા ૧ મા | આવ્યા તેના ભર |
| રવાના કરી તેનુ ભરતીઉ | તીઆના નકકી |
| કરી તમોએ બીડી | રૂા તે જમે શા |
| મોકલ્યુ તેના | કેસરીચંદ ભાણા |
| ૯૧૨) ચોખા ગુણ ૭૫ના | ભાઈ મુંબઇવાલા |
| મણ ૪૫૬ દા. | ના ખાતે |
| રૂ ૧૨) | ૪ાા કાગળ મણ ૨ |
| ૩૦૪ાાા ચોખા ગુણ ૨૫ | દા રૂા રા લેખે |
| ના મણ ૧૫૨ | હા શા ફકીરચંદ |
| દા રૂા. ૧૨) ૦ા | કેશવજી |
| ૭૦૭) ચોખા ગુણ ૫૦ | ૬૪) નીમકની ગુણ ૧૬ |
| ના મણ ૩૦૩ | દા. રૂા. ૪) લેખે |
| દા. રૂા ૧૪) | ના જમે મે. નુર |

૧ જુ ખા. પા ૩૯
થી લીધા તે

---

શ્રી ૧૫ ખા. પા. ૧૯
મુકાદમ નારણ માવજીનુ ખાતુ શાલ ૧૯૮૧

જ ઉ

૮) બાકી દેવા કારતક શુદ
૧ જુ. ખા. પા ૪૦
થી લીધા તે

---

શ્રી ૧૧ ખા. પા. ૨૦
શા૦ ભાયચદાન પરસોતમદાસનુ ખાતુ શાલ ૧૯૮૧

જ ઉ

૩૨) બાકી દેવા કારતક સુદ ૧
જુ. ખા પા. ૪૧ થી
લીધા તે

---

# તારીજ

૧ તારીજ એટલે તારણુ કે તત્વ જમા ઉધાર

૨ ઉધાર નોધની તારીજ વિષે-સવારથી સાંજ સુધી જેને જેને માલ ઉધાર આપ્યો હોય તેઓના ખાતે ઉધારી કુલ સરવાળો કરી જે જે માલ આપ્યો હોય તે તે માલ ખાતે જમા કરવા પણ જો ખરીદ વકરા ખાતું હોય તો વકરા ખાતે જમે કરવા જુઓ પાનુ ૬૩ ઉધાર નોધ પા ૧)

૩ જમે નોધની તારીજ વિષે--સવારથી સાંજ સુધીમા જેને જેને ત્યાથી માલ લાવ્યા હોય તેઓના બીલના ખાતે વાર જમે કરવા અને રાત્રે કુલ સરવાળો કરી તારીજમા જે જે ખાતે ઉધારવા હોય તે તે ખાતે ઉધારવા ખરીદ વકરા ખાતાવાળાએ તારીજમા શ્રી માલ ખરીદ ખાતે ઉધારવા (જુઓ પાનું ૬૪ જમે નોધ પા ૧)

૪ ટીપ—કેટલાક ગાધી કાપડીઆ વગેરે વકરા ખાતાંવાળાઓ તારીજ કરતા નથી પણ પાના પાનાનો સરવાળો કરી તે સરવાળો વકરા ખાતામા ખતવે છે એ રીવાજ સારો નથી કારણ કે નોધ બધ ન કહેવાય કોઈ પુછે તેને જવાબ આપી શકાય નહિ પાચ પચ્ચીસ દીવસે કોઈના ખાતે રકમ લખવી હોય તો તે લખી શકે છે. એટલે નામુ પોલુ (અધુરૂ) કહેવાય, પૂરાવે ત્યારે લખ્યુ, સરવાળા કર્યા, ખતવ્યુ કહેવાય માટે દરરોજ નોધની તારીજ કરવી જોઈએ



# એકું ખાતુંનો નમુનો નંબર. ૧.

## શ્રી ભાવક ખરચ ખાતુ

સાલ ૧૯૮૧ના કારતક સુદ ૧ને વાર ગા. તા. ૨૯-૧૦-૨૪ થી કારતક વદ ૦)) સુધીનો

જ

૦) ૧૧ શ્રી ગણેશાય નમ

૧૨૫) શ્રી પુરાંત બાકી

૯) કારતક સુદ ૫ રોજ ૪ ના આવ્યા ચુકતે હા નરોત્તમ વીઠલ

૧૭) કારતક સુદ ૧૫ રોજ ૯ પેટે હા મોતીચંદ પાનાચંદ

૩૯) કારતક વદ ૧૪ રોજ કુલ ૨૩ હા ૩ ૭) લેખેના ચુકતે હા મોતીચંદ પાનાચંદ

૧૯૦)

ઉ

૨)~ કારતક સુદ ૧ ઠાકેર, હળદી શાકભાજી વગેરના

૪।≈ કારતક સુદ ૪ પાન, શાક, પરચુરણ

૬)~ કારતક સુદ ૬ દુધ, ઘી, શાક

૭) કારતક સુદ ૭ ધર્માદા પાંજરાપોળમા

૫) કારતક સુદ ૧૦ કણીઆ જેઠાભાઇને જુવાર મણ ૧ તથા દાળ શેર ૧૦ ના આપ્યા

૯)≈ કારકત સુદ ૧૫ ઘાસ-લેટ ડબ્બો ૧ શાક દુધ વગેરે પરચુરણ

૫) કારતક વદ ૧૦ કાપડીઆ છગનલાલ જેઠાલાલને કોટના કપડાના આપ્યા.

૧૩)≈ કારતક વદ ૧૪ ખાંડ, સોપારી, દુધ, શાક વગરેના

૧૦૭) કારતક વદ ૦)) પોસ્ટ-

ભેકમાં મુકી આવ્યા

૧૬૪ાાા⌐

૩૫ાુ⌐ શ્રી જાણુમ બાકી

૧૮૦)

# બેઠું ખાતું નો નમુનો નંબર ૨

શ્રી ૧ા.

શા નગીનચંદ મેગાપચંદનુ ખાતુ

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૧૦૦૦) | કારતક સુદ ૫ રોકડા ૧ાાા ની તેરીખે હા. પોતે | ૧૦૦) | કારતક સુદ ૧૨ રોકડા હા પોતે |
| ૫૦૦) | કારતક વદ ૯ રોકડા હા. પોતે | ૬૦૦) | કારતક વદ ૪ રોકડા હા છોટાલાલ |
| ૧૫૦૦) | | ૭૦૦) | |

## બેઠો મેળનો નંબર ૩

શ્રી ૧ા

શાલ ૧૯૮૧ના કારતક સુદ ૧ ને વાર બુધ તા. ૨૯-૧૦-૨૪ થી કારતક સુદ ૮ સુધીનો મેળ.

| જ | ઉ |
|---|---|
| ૦)૧ શ્રી ગણેશાયનમ | રા⌐ાા કારતક શુદ ૧ શ્રી ખરચ ખાતે ઉધાર ચોપડાનુ પુજન કર્યું. |
| ૫૦૧) શ્રી પુરાંત બાકી | |
| ૫૦) કારતક સુદ ૧ થા. | |

કાશીદાસ નગીનદાસના
ખાતે જમે રોકડા હા પોતે
૫) કારતક શુદ ૧ શા
ભગવાનદાસ રણછોડદાસ
ના ખાતે જમા રોકડા
હા. પોતે
૧॥ કારતક શુદ ૩ શ્રી વટાવ
ખાતે જમા
૦॥ કારતક શુદ ૪ શ્રી વટાવ
ખાતે જમા
૯॥૦॥ કારતક શુદ ૪ શ્રી વ્યાજ
ખાતે જમા તે ઉધાર
શા નરોત્તમદાસ વીઠુ
લદાસ
૨૦૯॥૦॥ કારતક શુદ ૪ શા. નરો-
તમદાસ વીઠુલદાસના
ખાતે જમા વ્યાજ ચુકતે
ફેનાએ ચુકવી ગયા
હા પોતે
૨૦૬) રોકડા
૭॥૦॥ પુટકલરના તે
ઉધાર શ્રી
વટાવ ખાતે
૨૦૯॥૦॥
૯૦) કારતક શુદ ૬ શ્રી પગાર
ખાતે જમા પગાર
માસ આશોનો મળ્યોતે
૦॥ કારતક શુદ ૭ શ્રી વટાવ
ખાતે જમા

૦ા~ પુજાપા
૦॥= બ્રાહ્મણને.
૧)≡ શાકેર મીઠાઈ
૦)~ પાનસોપારી
૦)≡ શાકભાજી.
૦|૦॥ પરચુરણ
૨॥=॥
૨૦૦) કારતક શુદ ૨ શા ભગ-
વાનદાસ રણછોડદાસના
ખાતે ઉધાર રોકડા હા
પોતે
૩૦૦) કારતક શુદ ૩ દેશાઈ
ભીમભાઈ ભગવાનજીને
ખાતે ઉધાર રોકડા અવે
જમા સુનાની સાંકળી
તોલા ૧૫ા~ ભારની
મુકી દા રૂ. ૦॥ની તે
રીખે લઈ ગયા હા. પોતે
૯॥૦॥ કારતક શુદ ૪ શા. નરો
તમદાસ વીઠુલદાસના
ખાતે ઉધાર વ્યાજના
લેણા શર ૧૫૨૫ દા.
રૂા ૦॥= લેખે વ્યાજ
વહી પા ૩ મુજબના
તે તમારા ખાતે ઉધારી
શ્રી વ્યાજ ખાતે જમા
છે
૦ાગા કારતક શુદ ૪ શ્રી વટાવ
ખાતે ઉધાર

૧। કારતક શુદ ૮ શ્રી ખરચ ખાતે જમા ખાલી ડબ્બા ન. ૪ ના
૮૭૪।।।~

૧।= કારતક શુદ ૫ શ્રી ખરચ ખાતે.
૦।।~ સોપારી
૦।~ દુધ
૦)= દીવાસળી
૦)~ પાન
૦। પરચુરણ.
૧।=

૧) કારતક શુદ ૬ શ્રી ખરચ ખાતે સીપાઈના ભોણીનો

૩૨।।= કારતક શુદ ૮ શ્રી ખરચ ખાતે.
૬।= ધોતીજોટો ૧
૬। નેનસુખ વાર ૧૦
૧૦) અબોટીઉ ૧
૧૦) વાયલ વાર ૪
૩૨।।=
હા. કાપડીઆ રંગીલદાસ
૫૪૭।।[illegible]
૩૨૭)~।। શ્રી જણસ બાકી
૮૭૪।।।~

---

# પાકી ખાતાવહીનો નમુનો નં. ૪

શ્રી ૧।.

મેમણ નુરમામદ ડોસાભાઈનું ખાતું સાલ ૧૯૮૦

| જ | ઉ |
|---|---|
| ૨૪)=।। રો. પા. ૪ આ. વ. ૧ | ૨૪)=।। રો. પા. ૬ આ. વ. ૧ |

૫૩૭) રો. પા ૫ આ. વ. ૨
૬૪) રો. પા. ૬ આ. વ ૬
૩૫૮ાા- નોં પા. ૭ આ. વ. ૧૦
૧૦૦) નો. પા. ૮ આ. વ. ૧૩
૧૦૮૩ાાાાા

૫૩૭) રો. પા. ૬ આ. વ. ૫
૬૭) રો. પા ૭ આ. વ. ૭
૬૨૫)=ાા

## કાચું નામું ટાંચણુ કે ટીપણુનો નમુનો નં. ૫

શ્રી ૧ા

શાલ ૧૯૮૧ ના કારતક શુદ ૧ ને વાર બુધ તા. ૧૯-૧૦-૨૪

| જ | ઉ |
|---|---|
| ૫૦૯ા શ્રી પુરાત બાકી | ૩૦૦) શા. નેમચદ નાથાજીને ખાતે ઉધાર રોકડા હા. પોતે. |
| ૫૦) શા ઝવેરચદ ગુલાબચદ ના ખાતે જમા રોકડા હા. પોતે | દેશાઇ જોગીભાઇ શક-રજીના ખાતે ઉધાર ૭) ખાંડ મણુ ૧ ૧ા ચાહ શેર ૨ |
| ૪૦) દેશાઈ જોગીભાઈ શક-રજીના ખાતે જમા હા પોતે | ૨૬ાા= ચોખા ગુ. ૧૦ મણ પા ૫ હા. રૂ. ૭) |
| ૨૫) શા ઝવેરચદ ગુલાબ ચદના ખાતે જમા રોકડા હા. મોતીચદ | શા. મોહનલાલ કાલીદાસ ના ખાતે ઉધાર હા૦ ઠાકોરદાસ |
| શ્રી વકરા ખાતે જમા ચોખા ૯)= ૩ાા ૧ા ૯ાા પરચુરણ ૦)= ૦)= ૦ા-ાા ૦ાા | ૦ાા=ા ચાહ શેર ૧ ખાંડ મણુ ૦ા૫ હા. રૂ. ૯)= |
| ૩૦) દેશાઈ જીવણુ કસનજીના ખાતે રોકડા હા. પોતે | |

૧૧૦) મે. નુરમામદ ડોસાભા-
ઇના ખાતે જમા ચોખા
કોલમ ગુણ ૫ના મણ
૨૦ ની ખાંડી ૧ દા.
રૂા. ૧૧૦) બીલ નંબર
૫૫૭ મુજબના

શ્રી વકરા ખાતે જમા
ખાંડ ૧) ૩ાા ૧ાાˉ
સોપારી ૧ા ૨ાા ૫) ૦ાા=
ચોખા ૨૦) ૩૩ા ૧૧ાા
૫)= ચાહ ૦ાા= ૦ાા≡
૦ાˉ પરચુરણ ૦ાા ૦ાા=
૦ા ૦ા≡ ૦ાˉ

૯) ચોખા કોલમના
મણ ૧ાા દા.
રૂા. ૬)

૧૫૦) શા. નેમચંદ નાથાજીના
ખાતે રોકડા હા મેતાજી
રણછોડજી

૦ા શ્રી ખરચ ખાતે
૦)ˉ પાન ૦)≡ ચાહ

૫) શા નરોતમદાસ કાલી-
દાસના ખાતે રોકડા હા.
ભગવંત

———

## પાકું નામું નો નમુનો નં. ૬

શ્રી ૧ા

શાકે ૧૯૮૧ ના કારતક શુદ ૧ ને વાર બુધ તા ૨૯–૧૦–૨૪

જ — ઉ

૫૦૯ શ્રી પુરાંત બાકી

૭૫) શા. ઝવેરચંદ ગુલાબ-
ચંદના ખાતે જમા
૫૦) હા પોતે.
૨૫) હા. મોતીચંદ
૭૫)

૪૦) દેસાઇ ભોગીભાઇ શંકર-
જીના ખાતે જમા રોકડા

૪૫૦) શા. નેમચંદ નાથાજીના
ખાતે ઉધાર બા. રોકડા
રૂા. ૪૫૦)
૩૦૦) રોકડા હા. પોતે
૧૫૦) રોકડા હા. મેતાજી
રણછોડજી
૪૫૦)

૩૫)= દેસાઇ ભોગીભાઇ શંક-

રૂ. ૪૦) હા. પોતે

૩૦) દેશાઇ જીવણજી કનનજી ના ખાતે જમા બા રોકડા રૂ. ૩૦) હા. પોતે

૧૧૦) મે નુરમામદ ડોસાભાઈના ખાતે જમા બા. ચોખા ગુણ ૫ ના મણ ૨૦ની ખાડી ૧ દા રૂ ૧૧૦)

લેખે બીલ નબર ૧૫૦૩ મુજબના તે ઉધાર શ્રી ખરીદ ખાતે

૧૬૩ાા~ા શ્રી વકરા ખાતે જમા

૧૦૬ા~ાા રોકડ વકરો

૫૭ા≈ાાા ઉધાર વકરો

૧૬૩ાા~ા

૯૨૮)~ા

૨૭)ના ખાતે ઉધાર હા. પોતે

૭) ખાડ મણ ૧

૧ા ચાહ શેર ૨

૨૬ા≈ ચોખા ગુણ ૧ મણ ૫ા-૫ દા. રૂ ૫)

૩૫)≈

૧૫ા~ાાા શા. મોહનલાલ કાલીદાસ ઉધનાવાળાના ખતે ઉધાર હા. ઠાકોરદાસ

૦ા≈ા ચાહ શેર ૧

૫ા≈ા ખાડ મણ ૦ાા૫ દા રૂ ૯)≈

૯) કોલમ ચોખા મણ ૧ાા દા. રૂ ૬)

૧૫ા~ાાા

૫) શેઠ નરોતમદાસ કાલીદાસના ખાતે ઉધાર રોકડા રૂ ૫) હા બળવંત

૧૧૦) શ્રી ખરીદ ખાતે ઉધાર ચોખા કોલમ ગુણ ૫ ના મણ ૨૦ ની ખાડી ૧ દા રૂ. ૧૧૦) લેખે તે જમા મે નુરમામદ ડોસાભાઈના ખાતે

૦ા શ્રી ખરચ ખાતે ઉધાર ૦)≈ ચાહ ૦)~ પાન

૬૧૫ાા≈ાાા

૩૧૨ા~ાા શ્રી જણસ બાકી

૯૨૮)~ા

# ઉધાર બીલ ( નમુનો નં. ૭ )

બુક નબર　　　　　　　　　　　　　　બીલ નબર

**મેમણ નુરમોહમદ દોશાભાઇને ખાતે જમે કરજો**

બરાનપુરી ભાગલ–સુરત દુકાન નંબર ૫૦૩

માલ લેનારનુ નામ ________________________ ને

ખાતે ઉધાર હા૦ ________________ ઠે૦ ________________

શાલ ૧૯૮૧ના ________________ ને વાર ________________

---

આ કોરી જગ્યામા માલની વિગત વજન અને દર લખે છે. બાકી વિગત લખવાનો રીવાજ નથી.

---

**બીલ આપનારની સહી**

ચાદી, સોનાના, નાણુ વળતે દીવસે બીજા માલના નાણું દીન પંદરમા લેવામાં આવશે મુદતસર નાણું નહિ ભરી જનાર પાસેથી બારઆના લેખે વ્યાજ લેવામાં આવશે.

# રોકડ બીલ (નમુનો નં. ૭)

## શા. લાલદાસ ફકીરદાસ સોનવાડીવાળા

રૂવાળાનો ટેકરો સુરત.

બુક નંબર — બીલ નંબર

| માલની વીગત | દર | રૂ. | આ | પા |
|---|---|---|---|---|
| આ કોરી જગ્યામાં માલની વીગત વજન વગેરે લખે છે | | | | |
| | કુલ રૂ. | | | |

બીલ આપનારની સહી

હમારે ત્યાંથી ચોખા કોલમ, બંગાળીઉં, કડા, સુખારીઉં વાંસદા ધરમપુર સ્ટેટના જાતના તથા દાળ તુવેરની વીણેલી એકદાણી કીફાયત ભાવે મળે છે.

## ઝાંગડ બુક (નોંધ) નમુનો નંબર ૮.

**શ્રી૧**

શાલ ૧૯૮૧ના ચૈત્ર શુદ ૧૪ને વાર બુધ તા. ૮-૪-૨૫

જ

દેશાઇ મગનલાલ દુર્લભભાઇ કછોલ્રીવાળાના ખાતે ઉધાર હા. પોતે

રાયણમાળા ૧ તોલા ૩ાન્ના ૧ વાલ દા. રૂા. ૨૫ા

પાછી આપી ગયા તા. ૧૬-૪-૨૫

ચાંદીના સાંકળા તોલા ૩૨।= દા. રૂા. ૧।=

ળા માથાનું ફુલ ભાર ૦ાા૦ાા

પટેલ રામભાઇ પરસોતમ પાસોદ્રા તાલુકે પલસાણાવાળાના ખાતે ઉધાર હા. પોતે.

હીરાકંઠી તોલા ૧૦ાા દા. ૨૫ાાા

૩ા નાકની જડ એક

ટીપ-ઉપર પ્રમાણે ઝાગડ માલની નોંધ દરરે.જ કરતા જાય છે. પછી પદંર દિવસે કે મહિને માથે આંકડા ચઢાવે છે. અને તેની તારીજ જમે જે જે ખાતે કરવા હોય તે તે ખાતે જમે કરે છે. અને ખાતા વહીમાં ખતવે છે. વળી કેટલાક એ રકમો મેળયા નોંધમા પંદર દિવસે કે મહિને ખાતેવાર ઉધાર જમા કરે છે. અને મીંત અને બાબત સાથે ઝાગડ બુક ઉપરથી લખી લે છે. અને ઉપરની ઝાંગડ બુકને ટાંચણ તરીકે રાખે છે. કોઈ કોઇ મેળ કે નોંધમા જમે ઉધાર કરે છે, અને પછી આપી જાય ત્યારે જેટલી કીંમત ઉધરેલી હોય ટેટલી કીંમત પાછી જમે કરે છે. એવી રીતે જેને એકાદ રકમ બે ત્રણ દિવસે જતી આવતી હોય તેજ કરે છે. પણ ચોકસી જેવાઓને બે પાંચ રકમ જતી આવતી હોય તો તે ઝાંગડ નોંધ ઉપર પ્રમાણે રાખે છે.

## કણબીઆ મોતીચંદ નાનચંદની ઉઘરાણી બુક.

### નમુનો નંબર ૯

### દેશાઈ ખંડુભાઈ નીછાભાઈનુ ખાતુ શાલ ૧૯૮૧

| જ | ઉ |
|---|---|
| ૩૦) કારતક વદ ૦૦) રોકડા હા. પોતે | ૩૧।= કારતક શુદ ૧ હા પોતે. |
| ૨૫) માગશર શુદ ૧૫ હા નારણજી મકનજી | ૬) જુવાર મણ ૨ દા રૂા ૩) |
| ૧૦) માગશર વદ ૦૦) હા. મેતાજી જગજીવન લાવ્યાતે | ૧૫) ચોખા મણ ૩ દા રૂા. ૫) |
| ૬૫) | ૯) દાળ તુવેર મણ ૧॥ દા રૂા ૬) |
| | ૧।= દાળ ચણાની મણ ૦। દા. રૂા. ૫॥ |
| | ૩૧।= |
| | ૨૦। કારતક વદ ૧૨ હા નારણજી મકનજી |
| | ૧૮॥ ગહુ મણ ૩ દા રૂા ૬। |
| | ૧॥ મગની દાળ મણ ૦। ૫ દા. રૂા ૪) લેખે |
| | ૨૦। |
| | ૧૮॥ માગશર શુદ ૫ હા. પોતે |
| | ૦।= રવો શેર ૫ દા. રૂા ૫) |
| | ૧૬। જુવાર મણ ૫ દા. રૂા. ૩। |

૧॥= ચણા મણ ૭॥
દા. રૂા. ૩।
૨૮॥
૭૦)=

# ખાતાવહી.

શ્રી૧।

દેશાઈ પરભુ નારણજીનું ખાતું શાલ ૧૯૮૭

| જ | | | ઉ | | |
|---|---|---|---|---|---|
| ૪૫) | માગશર | વદ ૧૨ | ૧૫૦) | કારતક | શુદ ૧ |
| ૧૫) | પોશ | સુદ ૧૫ | ૩૦) | પોશ | વદ ૭ |
| ૯૦) | માહા | વદ ૩ | ૧૨૦) | ચૈત્ર | શુદ ૧ |
| ૬૦) | ફાગણ | શુદ ૧૦ | ૧૫૦) | જેઠ | વદ ૮ |
| ૭૫) | વૈશાખ | શુદ ૨ | ૧૫) | જેઠ | વદ ૧૩ |
| ૩૦) | જેઠ | વદ ૦૦) | ૪૫) | અષાડ | શુદ ૧૨ |
| ૧૨૦) | શ્રાવણ | શુદ ૫ | ૭૫) | શ્રાવણ | વદ ૧૧ |
| ૧૫૦) | ભાદરવા | વદ ૯ | ૧૩૫) | ભાદરવા | શુદ ૧૦ |
| ૧૦૫) | આસો | વદ ૦૦) | ૬૦) | આસો | શુદ ૫ |
| ૬૯૦) | | | ૭૮૦) | | |

સદર ખાતાનું સાદી રીતે અને કાપતી (પેટા ફેરાડ) રીતે દીવાળી બાકી દા. રૂા. ૭।ની તેરીખે વ્યાજ ગણો. જુઓ નમુનો નંબર ૧૦–૧૧

# સાદું વ્યાજ નમુનો નંબર ૧૦.

શ્રી૧॥

દેશાઈ પરભુભાઈ નારણજીના ખાતાનુ વ્યાજ શાલ ૧૯૮૦

| જ | ઉ |
|---|---|
| ૪૫૬ રૂા ૪૫) માગશર વ ૧૨ | ૧૮૭૦ રૂા ૧૫૦) કા. શુદ ૧ |
| ૧૦-૪ | ૧૨-૦ |
| ૧૪૩ રૂા. ૧૫) પોશ શુદ ૧૫ | ૨૯૯ રૂા. ૩૦) પોશ વદ ૭ |
| ૯॥-૧ | ૯-૯ |
| ૭૫૯ રૂા ૯૦) માહ વદ ૩ | ૮૪૦ રૂા ૧૨૦) ચૈત્ર શુદ ૧ |
| ૮-૧૩ | ૭ ૦ |
| ૪૬૨ રૂા ૬૦) ફા શુદ ૧૦ | ૬૪૦ રૂા ૧૫૦) જેઠ વદ ૮ |
| ૫ ૧ ૬ | ૪-૮ |
| ૪૪૭॥ રૂા. ૭૫) વૈશાખ શુદ ૨ | ૬૧॥ રૂા ૧૫) જેઠ વદ ૧૩ |
| ૫॥-૧/ | ૪-૩ |
| ૧૨૧ રૂા. ૩૦) જેઠ વદ ૦)) | ૧૬૩॥ રૂા ૪૫) અ શુદ ૧૨ |
| ૪-૧ | ૬॥-૪ |
| ૩૪૪ રૂા ૧૨૦) શ્રા શુદ ૫ | ૧૬૨॥ રૂા ૭૫) શ્રા વદ ૧૧ |
| ૨॥-૧૧ | ૨-૫ |
| ૧૮૫ રૂા ૧૫૦) ભા વદ ૯ | ૨૨૯॥ રૂા ૧૩૫) ભા. શુદ ૧૦ |
| ૧-૧૫ | ૧॥-૬ |
| ૩॥ રૂા. ૧૦૫) આ. વ ૦)) | ૫૨ રૂા ૬૦) આ શુ. ૫ |
| ૦-૧ | ૦॥-૧ |
| ૨૯૨૧ ૬૯૯) | ૪૨૨૮ ૭૮૯) |

તારીજ — ઉ

૯૦) બાકી મુદ્દલ લેણા

૬॥૦॥ વ્યાજના લેણાશર ૧૩-૭

હા. રૂા. ૦॥ લેખે.

૯૬॥૦॥

શ્રી ૧ાાં.

# કાપતી (પેટાફેટ) રીતે નમુનો નં. ૧૧

| જ | ઉ |
| --- | --- |
| ૦ રૂા ૪૫) માગશર વદ ૧૨ | ૪૪૨ રૂા ૧૫૭) કારતક શુદ ૧ |
| ૦ રૂા. ૧૫) પોશ શુદ ૧૫ | ૮૪ રૂા. ૪૫) ૧ા-૨૧ |
| ૦ રૂા ૮૦) માહા વદ ૩ | ૩૭ રૂા. ૧૫) ૨-૧૪ |
| ૨૧ રૂા ૬૦) ફાગણ શુદ ૧૦ | ૩૨૧ રૂા. ૯૦) ૩ા-૨ |
| ૦ રૂા. ૩૦) | ૪૮ રૂા. ૩૦) પોશ વદ ૭ |
| ૨૧ રૂા ૩૦) ૭ા-૬ | ૧ા-૩ |
| ૦ રૂા. ૭૫) વૈશાખ શુદ ૨ | ૧૨૨ રૂા ૧૨૦) ચૈત્ર શુદ ૧ |
| ૦ રૂા ૩૦) જેઠ વદ ૦)) | ૦ રૂા. ૩૦) |
| ૦ રૂા ૧૫) | ૭૭ા રૂા ૭૫) ૧-૧ |
| ૦ રૂા ૧૫) | ૪૪ા રૂા. ૧૫) ૨ા-૧૪ |
| ૦ રૂા. ૧૨૦) શ્રાવણ શુદ ૫ | ૨૧૭ રૂા. ૧૫૦) જેઠ વદ ૮ |
| ૦ રૂા. ૧૫૦) ભાદરવા વદ ૯ | ૩ા રૂા. ૧૫) ૦-૭ |
| ૦ રૂા. ૧૫) | ૧૬૮ રૂા. ૧૨૦) ૧-૧૨ |
| ૦ રૂા. ૧૫) | ૪૫ા રૂા. ૧૫) ૩-૧ |
| ૦ રૂા ૪૫) | ૪૩ રૂા ૧૫) જેઠ વદ ૧૩ |
| ૦ રૂા ૭૫) | ૨ા-૧૧ |
| ૦ રૂા ૧૦૫) આશો વદ ૦)) | ૧૦૮ રૂા ૪૫) અખાડ શુ. ૧૨ |
| ૦ રૂા. ૯૦) બાકી લેણા આશો | ૨-૧૨ |
| વદ ૦)) | ૭૦ રૂ ૭૫) શ્રાવણ વદ ૧૧ |
| ૦ રૂા. ૩૦) | ૭ા-૧૩ |
| ૦ રૂા ૬૦) | ૨૨૬ રૂા. ૧૩૫) ભાદરવા શુ. ૧૦ |
| ૨૧ | ૧૭૫ રૂા. ૧૦૫) ૧ા-૫ |
| | ૫૧ રૂા. ૩૦) ૧ા-૬ |
| | ૫૨ રૂા ૬૦) આશો શુદ ૫ |
| | ૭ા-૧૧ |
| | ૧૩૨૮ |

તારીજ | ઉ

૯૦) બાકી મુદલ લેણા
૬॥૦॥ વ્યાજના લેણા શાર
૧૩૦૭ દા. રૂ. ૦॥ લેખે

૯૬॥૦॥

## સામા દસ્તકના ખાતાનો નમુનો ન ૧૨

શ્રી ૧॥

દેશાઇ ડાહ્યાભાઇ રામભાઇનુ ખાતું શાલ ૧૯૮૧

જ | ઉ

૫૨૫) શા. ૧૯૮૧ ના કારતક-
શુદ ૫ ને વાર શનિ
તા. ૨-૧૧-૧૯૨૪ ના
અંગ્રેજી દીને રોકડા રૂ.
૫૨૫) અંકે પાંચસો
પચીસ પુરા લીધા તે
આપવા હા. પોતે દા.
પોતે

ટીકીટ

દેશાઇ ડાહ્યાભાઇ રામભાઈ સહી
દા પોતે ૦)–

શ્રી૧

## કાચું સરવાયું (અવલ સરવાયું) નમુનો નંબર ૧૩

| જ | ઉ |
|---|---|
| ૨૭૦ા~ા શ્રી વટાવ ખાતું પા. ૨ | ૯૦૮ા≈ાા શ્રી માલ ખરીદ વકરા ખાતું પા. ૧ |
| ૫'૫) કણીઆ કલ્યાણ ભુલાનું ખાતું પા. ૩૩ | ૧૪ાા~ાા શ્રી ખરચ ખાતું પા. ૩ |
| ૨૧ાા શા. ઉમાકાન્ત મગન લાલનું ખાતું પા. ૨૧ | ૨૬૬ા~ શ્રી સરંજામ ખાતું પા. ૪ |
| ૧૫૦૦) શ્રી મતિ વિદ્યાગૌરી નાનાભાઇ હરિભાઈનું ખાતું પા. ૨૪ | ૧૩ાા૦ા શ્રી વ્યાજ ખાતું પા. ૯ |
| ૧૪૩ાા~ા શા. કેસરીચંદ ભાણાભાઇ મુંબઈવાળાનું ખાતું પા. ૧૦ | ૧૬)~ શ્રી ધર્માદા ખાતું પા ૨૩ |
| ૧૧૫૦૯ા દેશાઇ નાનાભાઈ હરિભાઈનું ખાતુ પા. ૬ | ૪૩ાા~ા દેશાઈ રણછોડજી ગોવીંદજીનું ખાતું પા. ૧૨ |
| | ૩૦૦) દેશાઈ વલ્લભભાઈ વસનજીનું ખાતું પા. ૧૯ |
| | ૧૫૦) શા. ભોગીલાલ આત્મારામનું ખાતું પા. ૭ |
| | ૧૦) મેતાજી વસનજી કેશવજીનું ખાતું પા. ૨૨ |
| | ૩૨૦૧) શા. વરજદાસ લખમીદાસનું ખાતું પા. ૨૯ |
| | ૨૭૫) શા. નાથુભાઈ રણછોડદાસનું ખાતું પા. ૩૧ |
| | ૯૫૦ શા. અભેચંદ માણેકચંદનું ખાતું પા. ૩૦ |
| | ૫૦૦) શા. નગીનચંદ ઝવેરચંદનું ખાતું પા. ૨૬ |
| | ૪૫૦) દેશાઈ સુરભાઈ રૂદરજી આ કહોનવાળાનું ખાતું પા. ૩૫ |
| ૧૯૧૬૬)≈ાા | |

૧૨૫)~ શા પ્રાણજીવનદાસ જગ-
જીવનદાસનુ ખાતુ પા ૩૬
૫૦૦૦) ધી બેક ઓફ બોમ્બેનુ
ખાતુ પા ૮

૧૨૨૧૯)~॥
૧૯૪૫)= શ્રી જણસ બાકી

૧૪૧૬૭)≈॥

---

## શ્રી ૧।

## પાકું સરવાયું (આખર સરવાયું) નમુનો ન ૧૪

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૧૨૪૭૧॥≈॥ | દેશાઇ નાનાભાઈ હરિભાઈનુ ખાતુ પા ૬ | ૧૫૩॥≈॥ | શ ભોગીલાલ આત્મારામનુ ખાતુ પા ૭ |
| ૧૪૨।~॥ | શા. કેસરીચંદ ભાણાભાઈ મુબઈવાળાનુ ખાતુ પા ૧૦ | ૨૬૬।~ | શ્રી સરજામ ખાતુ પા ૪ |
| | | ૫૦૦૦) | ધી બેક ઓફ બોમ્બેનુ ખાતુ પા ૮ |
| ૨૧૭॥।॥ | શા ઉમાકાન્ત મગનલાલનુ ખાતુ પા ૨૧ | ૪૩॥~॥ | દેશાઇ રણછોડજી ગોવિંદજીનુ ખાતુ પા ૧૨ |
| ૧૫) | મેતાજી વસનજી કેશવજીનુ ખાતુ પા ૨૨ | ૩૦૧।૦। | દેશાઇ વલ્લભભાઈ વસનજીનુ ખાતુ પા ૧૯ |
| ૧૫૦૨) | શ્રીમતિ વિદ્યાગૌરી નાનાભાઈનુ ખાતુ પા ૨૪ | ૫૦૦॥=। | શા. નગીનચંદ ઝવેરચંદનુ ખાતુ પા ૨૬ |
| ૫૨૫) | કણીઆ કલ્યાણ ભુલાનુ ખાતુ પા ૩૩ | ૩૪૭૪।= | શા. વરજદાસ લખમીદાસનુ ખાતુ પા ૨૯ |
| ૮) | મુકાદમ નારણ માવજીનુ ખાતું પા ૪૦ | ૯૫૨।~। | શા અભેચંદ માણેકચંદનુ ખાતુ પા. ૩૦ |

| | |
|---|---|
| ૩૨) શા. ભાઈદાસ પરસોતમ દાસનુ ખાતુ પા. ૪૧ | ૨૭૫ાા=ાા શા નાથાભાઈ રણછોડ દાસનુ ખાતું પા. ૩૧ |
| | ૪૫૦ાા= દેશાઈ સુરભાઈ રૂદરજી અકલેશ્વરવાળાનું ખાતુ પા ૩૫ |
| | ૧૨૫)= શા. પ્રાણજીવદાસ જગજીવનદાસનું ખાતુ પા. ૩૬ |
| | ૧૪૨૫) શ્રી વેપારના સીલક માલ ખાતું પા. ૩૯ |
| | ૧૨૯૬૮ાા≈ાા |
| | ૧૯૪૫)= શ્રી જણસ બાકી |
| ૧૪૯૧૪)=ાા | ૧૪૯૧૪)=ાા |

---

# ખેડુતોના નામાનો નમુનો નં ૧૫

શ્રી ૧ા

શાલ ૧૯૮૧ના કારતક સુદ ૧ થી કારતક વદ ૦)) સુધીનો બેઠો મેળ

| જ | ઉ |
|---|---|
| ૦) ૧ા શ્રી ગણેશાયનમઃ | ૮૫૦૦) ખેતી ખાતે ઉધાર કારતક સુદ ૧ |
| ૧૨૯૫૦) કારતક સુદ ૧ દેશાઈ વસનજી કીકાભાઈના ખાતે જમા આ. આજથી પહેલ વહેલુ નામુ શરૂ કરવા સારૂ માલમીલકત લેણુ અને રોકડા તમારા ખાતે જમા કરી ખાતેવાર ઉધાર છે. | ૫૦૦૦) જમીન વીઘાં ૧૦–૫ વસા |
| | ૨૧૦૦) જાનવર અને ખેતીના ઓજારો |
| | ૫૦૦) ઘાસ વગેરે |
| | ૯૦૦) અનાજ |
| | ૮૫૦૦ |

૮૫૦૦) ઉધાર ખેતી ખાતે
૪૦૦૦) ઉધાર સરસામાન ખાતે
૧૦૦) ઉધાર ડુબળા મકન સમાને ખાતે
૧૨૫) ઉધાર દેશાઇ બાપુભાઈ વાઘજીના ખાતે
૨૨૫) રોકડા
૧૨૯૫૦)

૭૦૦) કારતક સુદ ૧ દેશાઇ રણછોડજી નાગરજી તલજ઼ઘોરવાળાના ખાતે જમે રા. ૭૦૦) કણુલાવ્યા તે તમારા ખાતે જમા કરી ઉધાર દેશાઈ વસનજી કીકાભાઈના ખાતે

૭૫) કારતક સુદ ૫ શ્રી ખેતી ખાતે જમા ઘાસ હજાર ૩ ના રોકડા

૩૦।~ કારતક સુદ ૧૨ શાખી મગન જેઠા ઉધનાવાળા ને ખાતે જમા બીલ નંબર ૧૩ મુજબના
૧૭ ખાંડ મણુ ૧॥
૬॥ હીંગ શેર ૨
૧૦) ચાહ શેર ૧૦
૩।~ પરચુરણ
૩૦।~

૪૦૦૦) કારતક સુદ ૧ શ્રી સરસામાન (સરજામ) ખાતે
૧૫૦૦) વાસણકુસણુ રાચરચીલું વગેરે સામાન
૨૫૦૦) દાગીના સુના ચાદીના
૪૦૦૦)

૧૦૦) ડુબળા મકન રામાને ખાતે પરણુતી વખતે લીધા તે શાલ ૧૯૭૮ ના મહા સુદ ૫

૧૨૫) દે. બાપુભાઈ વાઘજીભાઈને ખાતે ઉધાર શાલ ૧૯૮૦ ના માગસર શુદ ૩ સામા હસ્તકના ખાતા મુજબ હા. રા. ૦॥ લેખે હા. પોતે

૭૦૦) કારતક શુદ ૧ દે. વસનજી કીકાભાઇના ખાતે ઉધાર ગ. ૭૦૦) કણુલ્યા તે દેશાઇ રણછોડજી નાગરજીના ખાતે જમા કરી ઉધાર છે.

૨૫ા~ કારતક શુદ ૧૦ ની ખેતી ખાતે ઉધાર રૂા. ૨૫ા~ જુવાર વઢાવી તેની મજુરીના થયેલા રોકડા મજુરોને આપ્યા તે

૫૩) કારતક સુદ ૧૫ કણીઆ
કલાણ ભુલા સુરતવાળાના
ખાતે જમા બીલ નંબર
૩૪૩

૩૧) ગહું મણુ ૮
૨૦) ચોખા મણુ ૫
૨) ચણાની દાળ મણુ ૦ાા
૫૩)

૧૨૪) કારતક વદ ૨ શ્રી ખેતી
ખાતે જમા જુવાર ગાલ્લી ૨
ના રોકડા,

૩૮ા કારતક વદ ૧૩ કાપડીઆ
રંગીલદાસ મોતીલાલ નવ-
સારીવાળાને ખાતે જમા
બીલ નંબર ૫૨૧

૨૦) નોકક્લોથ તાકો ૧
૧૨) અબોટીઉ ૧
૬ા ધોતી જોટો ૧
૩૮ા

૨૯૧) કારતક વદ ૦)શ્રી ખેતી ખાતે
જમે કપાસ ભાર ૨ મરોલી
દેસાઈ ડાલાભાઈ સુંદરજીના
જીનમા હા. રૂા. ૩૨૫ના ભાવે
આપવા કર્યું તે પેટે હા. દલાલ
પરાગજી આપી ગયા તે.

૧૪૨૬ાા=

૩૦ા= કારતક શુદ ૧૨ શ્રી
ખરચ ખાતે ઉધાર
૨૭ા= ગાંધીને ત્યાંથી
સોદો લાવ્યા બીલ
નંબર ૧૩

૩) રોકડા પરચુરણ સોદો
૩૦ા=

૫૬ા કારતક શુદ ૧૫ શ્રી ખરચ
ખાતે.

૫૩) સુરતના કણીઆ
કલાણ ભુલાને ત્યાથી
માલ લાવ્યા તે બીલ
નંબર ૩૪૩

૩ા પરચુરણ રોકડા સોદો.

૨૫) કારતક વદ ૨ ગાંધી મગન
જેઠા ઉધનાવાળાને ખાતે
ઉધાર રોકડા હા, પોતે
લઇ ગયા.

૧૦) કારતક વદ ૧૦ શ્રી ખેતી
ખાતે ઉધાર જુવારની
રખેવાળીના જુલાને રોકડા.

૩૮ા કારતક વદ ૧૩ શ્રી ખરચ
ખાતે ઉધારતે જમે કાપડીઆ
રંગીલદાસ મોતીરામ નવ-
સારીવાળાના ખાતે

૨૫) કારતક વદ ૧૪ કાપડીઆ
રંગીલદાસ મોતીરામના ખાતે
ઉધાર બા૦ બીલ નંબર
૫૨૧ પેટે રોકડા લીધા
તે હા. પોતે

૧૩૬૩૫ા=

૬૨૬l શ્રી જમુસ બાકી

૧૪૨૬૧ાા=

# સ્ત્રીઓએ હિસાબ રાખવાનો નમુનો નંબર ૧૬

## શ્રી ૧ા

તા ૧-૧-૨૫થી તા ૩૧-૧-૨૫ સુધી

જ

૧૨) તા. ૧-૧-૨૫ રોકડા
૧૫) તા. ૨૦-૧-૨૫ રોકડા
૨૭)

ઉ

૦ાાાૅ તા ૧-૧-૨૫
૦૮ શાક મશાલો
૦ાૅ ચાહનો મશાલો.
૦ાા

૦ાાૅ તા. ૩-૧-૨૫
૦ાા શાક મશાલો
૦ દીવાસળી ૧૨
૦ા૦ાા સેવ મમરા
૦ાાૅ

૪ા તા. ૮-૧-૨૫
૩ાૅ તેલ ખાડ
૧ા રા
૦ાૅ શાક ભાજી
૦)ૅ પરચુરણ
૪ા

૫)ૅ તા. ૧૫-૧-૨૫
૪ાૅ ધાસલેટ ડબો ૧
૦ાૅ શાક ભાજી
૦)ૅ પરચુરણ
૫)ૅ

૧૧)~ તા ૨૩-૧-૨૫

૧૦। દાળ મણુ ૨

૦॥ શાક ભાજી

૦।- પરચુરણુ

૧૧)~

૧॥≈ તા ૨૭-૧-૨૫

૧)≈ શાક મસાલો

૦॥~ પરચુરણુ

૧॥≈

૧≈ તા ૩૧-૧-૨૫

૦|||~ શાક મસાલો

૦)≈ પરચુરણુ

૦।≈ રમકડા

૧≈

૨૬|||≈

૨~ શ્રી જમુસ બાકી

૨૭)

---

# ભરતીયું (નમુનો નંબર ૧૭)

મુબઈ તા ૧૮-૯-૨૪

સ્વસ્તિ શ્રી સુરત બંદર મહાશુભસ્થાને શ્રી પાચ દેશાઇ નાનાભાઇ હરીભાઇ જોગ શ્રી મુબઈ બંદરથી લી. શા. કેસરીચંદ ભાણુભાઇના નમસ્કાર વાચશો. જત તમારી વતી તમારા લખવા મુજબ ચોખા ગુણુ ૧૫૦ રેલવે મારફતે ડબા ૧ મા રવાના કરી તેના ભરતીઆની વીગત

૯

૯૧૨) ચોખા હલવો નાની મીલના ગુણુ ૭૫ના મણુ ૪૫૬ની પાકી ગુણુ ૭૬ દા. રૂા. ૧૨) લેખે.

૩૦૪॥ ચોખા હલવો નાની મીલના ગુણુ ૭૫ ના મણુ ૧૫૨) ૫ રતલની પાકી ગુણુ ૨૫।૦॥-૫ દા. રૂા ૧૨) ૦। લેખે.

૭૦૭) ચોખા જીરાસાલ ગુણ ૫૦ ના મણ ૩૦૩) ની પાકી ગુણ
૫૦ાા દા રૂ. ૧૪) લેખે

---

૧૯૨૬ાા

૩૭ાત શ્રી ખરાજાત ખર્ચના રૂ૦ની વિગત
૧૬ા ગાડી ભાડું ગાડી ૧૯)ના ડ્રોઆ ભરાઇ
૧૪ા ૨)
પાા મારફત પોટર મુકાદમી
૩ ાા ૩
૧૫ાાત ધર્માદા (સેકડે ૦)- લેખે) દલાલી (ટકા ાાા લેખે
૧ાાત ૧૯ાાા

---

૩૭ાત

---

૧૯૬૧ાત

૭

---

૧૯)ાાા વળતર (ડીસ્કાઉન્ટ) કે વટાવ (ટકો ૧ લેખે)
૧૯૪૧ાાાત બાકી નકળી આજની મિતિના હમારા ખાતે જમા કરી જવાબ લખશો ભુલચુક લેવી દેવી આ સાથે રેલ્વે રસીદ બીડી છે તે માલ મુજબ સંભાળી લઈ લખશો. અત્રે નાણું બીડ સખત છે તો બાકીની હુંડી બીડી મોકલશો અગર ગણદેવી શા૦ ભગવાનદાસ નરસીદાસને ત્યાં ભરશો આ સાથે ભાવનું લીસ્ટ બીડયું છે પોષાણ મુજબ ખરીદ લખતા રહેશો ગોળ રૂ. ૮૨ થી ૮૩ છે એજ કામકાજ સાલ ૧૯૮૦ ના આસો વદ ૫ ને વાર શનેઉ દા પટેલ દેવજી કલ્યાણજી.

---

## કાગળ (નમુનો નબર ૧૮)

સુરત, તા. ૧૬–૯–૩૪

સ્વસ્તિ શ્રી મુંબઈ બંદર મહાશુભસ્થાને શ્રી પાંચ શા૦ કેશરીચંદ ભાણાભાઈ જોગ શ્રી સુરત બંદરેથી લી. દેશાઈ નાનાભાઈ હરીભાઇના જુહાર વાચશો. જત તમારો તાર ચોખાના ભાવ બાબતનો મળ્યો હમારા હિસાબે ચોખા હલવો નાની મીલના

ગુણ ૧૦૦ અને જીરાસાલના ચોખા ગુણ ૫૦ મળી ગુણ ૧૫૦ બજાર કસી ખરચ વગેરેમાં ફાયદો થાય તેમ કરી રેલવે મારફતે રવાના કરશો. રસીદ સાથે ભરતીઉ બીડી આપશો. આ સાથે હુંડી ૧ રૂ ૧૨૦૦)ની શા૦ રામચંદ વીરચંદ ઉપરની બીડી મોકલી છે તે પોતા (મળ્યા) શીકરાયા (હુંડીના નાણું મળ્યાં) લખશો. દરરોજ ભવાનું લીસ્ટ બીડતા રહેશો કે પોષાણ મુજબ ખરીદ લખતા રહીએ. દેશી ગોળનો ભાવ લખશો. ગોળ શુકો દાણાદાર પીળો, ડીકરી હલકી રાસ મણ ૧ાા થી મણ ૧ાા સુધીની છે. તમારા ખાતે ગણદેવીવાળા શા. ભગવાનદાસ નરસીંહ દાસને ત્યા રૂ૦ ભરીએ કે કેમ તે લખી જણાવશો એજ કામકાજ શાલ ૧૯૮૦ના આસો વદ ૪ ને વાર મરેઉ દા. પોતે.



ओरूम्

# ભાગ ૨ જો.

( ભાગ પહેલામાં આવેલી બાબત આ ભાગમાં આપવામાં આવી નથી. )



## મોટા વેપારી અને શરાફોના ચોપડા.

---

૧. રોકડમેળ (કાચો અને પાકો) ૨. નોંધ (ઉધાર નોંધ, જમે નોંધ) ૩. ખાતાવહી. (કાચી પાકી અને બેઠી) ૪. વ્યાજવહી. ૫ હુંડી નોંધ (જમે અને ઉધાર) ૬. હુંડીવહી ૭. સહીબુક ૮. સામાહસ્તક ૯. આંકડાબુક ૧૦. કબાલાબુક ૧૧. ખરીદબુક ૧૨. બીલબુક ૧૩. રસીદબુક (આવે તે અને જાય તે) ૧૪. સરવાયાં બુક (કાચી સરવાયા બુક અને પાકી સરવાયાં બુક) ૧૫. વખાર મેળ ૧૬ દાગીનામેળ ૧૭. બેંક બુક ૧૮. ચેકબુક ૧૯. હાજરી બુક ૨૦. ભાડાબુક ૨૧. આવરો એટલે માસીકમેળ ૨૨. સોદાબુક ૨૩ ઓર્ડરના માલના ભરતીઆની નોંધ.

૨. રોકડ મેળ—રોકડી રકમોનુ તથા રોકડ જેવી રકમોનુ જમા ખર્ચ નાખવાનો ચોપડો.

૩. કાચો રોકડ મેળ—રોજે રોજની રોકડ રકમો આવે ખબર થાય તેજ વખતે ટાંચણુ કે ટીપણુ કરી લેવાનો ચોપડો.

*

જુઓ પહેલા ભાગમાં નમુનો નંબર ૫ મા ઉધાર લેવડદેવડ સિવાય.

૪. પાકો રોકડ મેળ—કાચા ઉપરથી સારા અક્ષરે એક ખાતેની રકમો બે વાર કે ત્રણ વાર જમે ઉધાર થએલી હોય તે એક કરી લખવી. જુઓ ભાગ ૧ લામા નમુનો નંબર ૬.

૫. નોંધ —ઉધાર માલ આપવો અગર લાવવો, અથવા દેશાવરથી આપણે મંગાવેલો માલ, આવે તેના ભરતીઆનું જમા ખર્ચ નાખવું, તથા આપણી પાસે દેશાવરથી કોઈએ મંગાવેલો માલ મોકલીએ તેના ભરતીઆનુ તથા વેચાણ ખર્ચના આકડા આવે અગર જાય તે વગેરેનુ જમા ખર્ચ નાખવાનો ચોપડો.

૬. ઉધાર નોંધ—ઉધાર માલ સવારથી સાજ સુધી જેને જેને આપ્યો હોય તેઓના ખાતે ઉધારી તારીજમા માલ ખાતેવાર જમા કરવા. જુઓ કારતક શુદ ૧–૨–૩ ની નોધ, અને પછી ઓર્ડરના માલના ભરતીઆ થયા હોય, તેઓનુ જમા ખર્ચ નાખવાનો તથા કોઈનો વેચાવા આવેલો માલ હોય તેઓને વેચાણ ખર્ચનો આંકડો બીડી મોકલીએ તેનું જમા ખર્ચ નાખવાનો ચોપડો. જુઓ કારતક શુદ ૬ ની ઉધાર નોધ પા. ૪ અને વેચાણ ખરચના આંકડાનુ જમા ખર્ચ કારતક શુદ ૮ છે. નોંધ પા. ૭

૭ જમે નોધ—ઉધાર માલ સવારથી સાજ સુધીમાં જેને જેને ત્યાંથી લાવ્યા હોય તેઓના ખાતે જમા કરવા અને તારીજમા જે જે માલ આવ્યો હોય તે માલ ખાતે ઉધારવા, અને દેશાવરથી આપણે મંગાવેલા માલના ભારતીઆ આવ્યા હોય તે ભરતીઆંના નકકી રૂા જેણે માલ મોકલ્યો હોય તેઓના ખાતે જમા કરી જે માલ આવ્યો હોય તે માલ ખાતે ઉધારવા, અને આપણે માલ દેશાવર વેચવા મોકલ્યો હોય તેના વેચાણ ખર્ચનો આંકડો આવેલો તે આકડાના નકકી સાફી વધારાના રૂા. જે ખાતે માલ મોકલ્યો હોય, તે ખાતે જમા કરી જેણે આકડો બીડયો હોય તેઓના ખાતે તારીજમાં ઉધારવા. જુઓ કારતક

શુદ ૭ ની જમે નોંધ પા. ૩ ઘણુાજ ઓર્ડરના માલના ભારતી-આંની નોધ જૂદીજ રાખે છે વેચાણ ખરચના આવેગ આંકડાનું જમાં ખર્ચ કારતક શુદ ૧૦ જમે નોધ પા. ૫

૮. ખાતાવહી—ખાતાંવાર ખતવેલો ચોપડો. જુઓ ભાગ ૧ લો પાનું ૮૬ થી ૧૦૨.

૯—કાચી .ખાતાવહી—હરરોજનું ફ્કત લહેણું અને દેવું, રોજ રોજ જોવા માટેનીજ રકમો ખતવે છે તેને કાચી ખાતાવહી કહે છે. તેની નિશાની તરીકે રકમની નીચે ટાંપ । કરે છે, અને રો—પા. કે નો—પા અને મીતિ લખે છે; પણ બાબત કોઇ લખતા નથી. હરરોજ જેઓ પાકો મેળ કરી શકતા નથી તેઓ કાચા મેળ ઉપરથી કાચી ખાતા વહી ખતવે છે, અને રોજ રોજ પાકો મેળ કરતા હોય તો પાકા મેળ ઉપરથી ખતવે છે. મેળમાં ખાતું પાનું લખતા નથી. જુઓ ભાગ ૧ લો પાનુ ૯૧ ખા. પા. ૧૦–૧૧–૧૨–

૧૦—બેઠી ખાતાવહી—જેને ઉઘરાણી બુક પણ કહે છે, ઉઘરાણી બુક ગામની અને દેશાવરની જુદી હોય છે, પહેલા ભાગમાં બેઠાં ખાતાં આવેલા છે, પણ આ બેઠી-ખાતા વહી છે, જેને ઉઘરાણી બુક કહે છે, તેમાં ગામનાને ઉઘરાણી બુક કહેવાનો ઘણો રિવાજ છે. અને દેશાવરનાને બેઠી ખાતાવહી કહેવાનો રિવાજ છે, જે ખતવતી વખતે મીતિ અને જરૂરી મુખ્ય વિગત લખવામાં આવે છે, એ ખતવ્યાનું મીડું અટક નીચે મુકવામાં આવે છે, ખા. પા. કરવામાં આવતું નથી. જુઓ ભા. ૧ લો નમુનો નંબર ૯.

૧૧—પાકી ખાતાવહી—રોકડ મેળ, નોંધ અને હુંડી વહી ઉપરથી દરેકે દરેક ખાતાં વાર ખતવેલો ચોપડો એ ઉપરથી કાચુ અને પાકું સરવાયું કાઢવામાં આવે છે રકમની નીચે મીંડુ અને રકમનું લખાણ જ્યાં પુરૂં થાય ત્યાં ખા. પા.

લખે છે. હવે ખાતાવહીમા રકમ પછી રો. પા કે નાં. પા. કે હુ. પા. અને લખે છે તેમજ માલ ખાતામા વિગતમા (બાબતમાં) ગુણુ કે વજન લખે છે અને ખરચ ખાતાઓમા ઘણાજ મીતી લખતા નથી, પણ રો. પા કે ના પા કે હુ પા લખી આકડા લખ્યા જાય છે અને પાનેપાનેનો સરવાળો માથે ચઢાવે છે જુઓ નમુનો નબર ૧૯ ભાગ ૧ લો પાને ૮૬ થી ૧૦૨

૧૨–વ્યાજવહી—જે જે વ્યાજુ ખાતાઓ હોય તેઓન વ્યાજ ગણવાનો ચોપડો જુઓ "વ્યાજ ગુરૂ"

૧૩–હુડી નોધ—હુડીઓની યાદી કરી લેવાનો ચોપડો જુઓ "હુડી શિક્ષક" મા હુડી નોધ જમે અને ઉધાર

૧૪ હુડી વહી —હુડીઓનુ જમા ખર્ચ નાખવાનો ચોપડે જુઓ "હુડી શિક્ષક" મા હુડી વહીનો ચોપડો

૧૫–સહીબુક —માલનો હિસાબ આપે ત્યારે જેઓ લેવ આવ્યા હોય તેઓની સહી લેવાનો ચોપડો, અથવા ઉબલેક કે ઉછીના રા લઈ જાય તે વખતે તેઓના નામેજ ઉધારે છે, અને ત દિવસ પાછા નહિ આવી જાય તો તે જમે કરાવ્યા બદલની સહી લેવાનો ચોપડો. એનો રિવાજ મુબઈનો છે, બાકી સુરત વગેર ઠેકાણે પોતાના એડા ખાતામા માલનો આકડો લખી મિતિ ભરી માલની વિગત લખી, લઇ જનાર સહી કરી આપે છે જુએ નમુનો નબર ૨૦

૧૬ સામા દસ્તક જુઓ ભાગ ૧ લો કલમ ૪૩ પાનું ૧૬ અને નમુનો નબર ૧૨

૧૭ આકડા બુક—માલના વેચાણ ખરચનો આંકડો કરવો કે ગુણો અથવા નગોના વજનનુ તોલ કર્યાના આકડા લખ્યા જવાની બુક જુઓ નમુનો નબર ૨૧.

૧૮ કબાલા બુક—સામાવાળાએ જે શરતે જેવો માલ જે ભાવથી આપવા કર્યો હોય, તે લખાવી લેવાનો ચોપડો. જુઓ નમુનો નબર ૨૨.

૧૯ ખરીદી બુક—એ રીતે હોય છે પહેલી રીતે કોણ કોણ શુ શુ માલ લેવડાવે છે તે રોજરોજ લખી લેવાનો ચોપડો, અને બીજી રીતે કોને કોને ત્યાથી કોના કોના વતીનો માલ ખરીદ્યો હોય તે લખી લેવો અને પહેલા ભાગ ઉપર જેમ જેમ લેવાઇ રહે તેમ તેમ તે ઉપર ચોકડી કાઢતા જવુ અને જેનુ ભરતીયુ થાય તેમ તેમ બીજી રીતે તેમા ચોકડી મુકતા જવુ જુઓ નમુનો નંબર ૨૩.

૨૦ બીલબુ.—જુઓ ભાગ પહેલો કલમ ૨૧ પા. ૧૩નમુનો નં. ૭

૨૧ રસીદ બુક—રેલ્વે વહાણ ટપાલ વગેરે મારફતે માલ મોકલીએ, અગર મગાવીએ તેની જે રસીદ આવે છે, તે નોધી લેવાનો ચોપડો (મોકલીએ તો તે રસીદ) અને માલ મગાવીએ તેની રસીદ આવે તે નોધી લેવાનો ચોપડો જુઓ નમુનો નબર ૨૪.

૨૨–સરવાયા બુક—જુઓ ભાગ ૧ લો પાનુ ૨૧ કલમ ૪૬, ૪૭, ૪૮, અને નમુનો નબર ૧૩–૧૪

૨૩–વખાર મેળ–મુબઇમા એને ગોદામ મેળ કહે છે. જે વખારમા માલની ગુણો ભરી હોય તેની અદર આવે તે જમે કરવી અને જાય તે ઉધારવી જુઓ નમુનો નંબર ૨૫ ( જે વખારમાં ગુણો રોજ ગણી શકાય નહિ એવાનેજ રાખવો પડે છે) મુબઇની વખારો એવી મોટી હોય છે કે જેની થાપી ઉંચી ગુણોને ઉટડાથી ચઢાવેલી હોય છે, તે ગણી શકાય નહિ, અને લાંબી નજર પહોંચે નહિ ત્યાં સુધીની હોય છે.

૨૪–દાગીના મેળ—વખારની અદર જાતવાર ગુણોનો હિસાબ લખી રાખવાનો ચોપડો. દરેક માલની ગુણોના ખાતા પાડી તેમા

આવે તે જમા કરવી, અને જાય તે ઉધારવી. જુઓ નમુનો નંબર ૨૬ (જાતગાર ગુણો દરરોજ ગણી શકાય નહિ એવાઓનેજ રાખવો પડે છે.)

૨૫–ચેક બુક–પેટીમા રૂ વધે તો તીજોરીમા મુકીએ છીએ, અને ઘટે તો કાઢીએ છીએ, પણ તે વ્યાજ આપી શકતી નથી, માટે બેંકમા, ચાલુ ખાતે વધે તો રૂ. ભરી આવે છે. અને ઘટે તો ચેક લખે છે, એટલે વ્યાજ મળી શકે છે એવો રિવાજ અમલ શરાફો (શેઠ)નો હતો અને હજુ ઘણે ઠેકાણે છે, ઘટે તો ચેકને બદલે ચીઠ્ઠી લખે છે, અગર લાવી લેછે. અને વધે તો ભરી આવે છે, એટલે વ્યાજનો લાભ મળે છે

૨૬–ચેક બુક–ચીઠ્ઠી લખવાની બેંકે પોતાના સહી સીક્કાની આપેલી ચોપડી.

૨૭–હાજરી બુક–મહેતાજીઓ વગેરે પગારદારો કયારે આવ્યા કયારે ગયા, તે લખી લેવામા આવે છે તેને હાજરી બુક કહે છે.

૨૮–ભાડા બુક–ઘરના ભાડા, માળાની ઓરડીઓના ભાડાં જમીનની ગણોત વગેરે અનુક્રમવાર કોને કઈ તારીખથી કેટલા રૂ. થી ભાડે આપી તે બાબત લખી લેવાની બુક

૨૯–આવરો–માસીક મેળ કે જે રોકડ અને નોધ ઉપરથી રોજે રોજ પૂરીથી લખાએલુ નામુ. અસલ એ ચોપડો રાખતા હતા, કારણ કે નામામા ભૂલ થએલી હોય તે જોવા માટે રાખતા હતા, પણ હવે ખાતાવહીઓ ડબલ ઍન્ટ્રીબલ કરવામાં આવે છે, એટલે ખતવવામા ભૂલ થએલી હોય તે માલમ પડે છે. અને નોધ મેળમા ભૂલ હોય તે સરવાયે માલમ પડે છે એટલે એ ચોપડાનો રિવાજ બંધ થયો છે. જેથી અત્રે નમુનો આપવામાં આવ્યો નથી.

૩૦ સોદા બુક– સામાવાળા પાસે માલ કેવી શરતે કેવો અને શું ભાવથી લેવા કર્યો, તે લખી લેવાનો ચોપડો. મોટા વેપારીઓ

વેપારીઓ પાસે માલ લેવો કરેલો તો તેનો કબાલો કરી લે છે, અને આપવો કરે તો સોદા બુકમાં માલ સહી કર્યા બદલનુ લખી લઈ સહી લે છે. પણ પોતે કાંઈ લખાણ આપતા નથી. જુઓ નમુનો નંબર. ૨૭.

૩૧ મુંબઈના ઓર્ડરના માલના ભરતીઆની નોંધ—સુરત ભરૂચ વલસાડ, અમદાવાદ વગેરેથી જુદી ૪ હોય છે. કારણ કે તેઓનું નામું ડબલ ચોપડે થાય છે, એટલે રોજે રોજ ખરીદેલા માલનું નામુ રોજ રોજ નાંખે છે એટલે જેના વતીનો માલ લીધો હોય તેના ભરતીઆમાં જેને ત્યાથી માલ લીધો હોય તેઓના ખાતે જમે કરે છે, અને મીતિ લખે છે, એ પ્રમાણે દરરોજના આડતીઆઓની વતીનો માલ ખરીદે તે જેના વતીનો માલ તેના ભરતીઆંમાં જેને ત્યાંથી લીધો હોય તેઓના ખાતે જમે કરે છે, અને મીતિ લખતા જાય છે. એ પ્રમાણે જેની જેની ખરીદ હોય તેઓના લખવા પ્રમાણેનો માલ પુરો થાય અને રસીદ આવે ત્યારે કુલ્લ સરવાળો કરી

તારીજ——————— ૭ ———————

કરે છે, અને કુલ સરવાળો માલ ખરીદ ખાતે જમા કરે છે, અને ખરચ માલ ચઢાવતા થએલો તે ગાડીભાડુ, મારફત, પોટર, મુકાદમી અને ધર્માદા હુકસાઈ વગેરે ખાતે વાર જમા કરે છે, અને કુલ સરવાળો કરી ઉધારમા વળતર મુદત બીલ વગેરે જે આપવું હોય તે ઉધારે છે, અને બાકી નક્કી જેને માલ મોકલ્યો હોય તેને ખાતે ઉધારે છે. એટલે તારીજ જમા ઉધારનુ નામું પાકું થયું તે પાકી ખાતાવહીમાં ખતવાય છે. અને ઉપરનું વધારાનું નામું તેને વધારાની નવી ખાતાવહીમાં જમે ખતવે છે, અને આંકડા બુક (હિસાબ દરરોજ આપેલાના) થી ઉધાર ખતવાય છે. હવે નોંધ ઉપરથી હિસાબ આપવાની ચીઠ્ઠી કરે છે, તે ચીઠ્ઠી પ્રમાણે ભાવ કસર, વળતર મુદત કાપતાં જે રોકડા આપવાના હોય તેની સહી બુકમાં સહી લે છે, અને ચીઠ્ઠીને પેટીના ખાનામાં મુકી રાખે છે.

એ પ્રમાણે સવારથી સાંજ સુધીમા જે જે ચીઠ્ઠીઓ થઈ હોય તેને આકડા બુકમા લખી લે છે, અને તે આકડા બુક મળ્યા બાદ મેળમા માલ ખરીદ ખાને કુલ્લ સરવાળો ઉધારે છે, અને વટાવના કુલ્લ વટાવ ખાતે જમે કરે છે, અને મુદતના વ્યાજ ખાતે જમા કરવાને બદલે વટાવ ખાતે જમા કરે છે હવે તારીજ જમા ઉધારની ઉપરની નોધ અને ચીઠ્ઠીથી આંકડા બુક થએલી એ પોતાની જાણ્ માટેજ છે. હિસાબ આપે ત્યારે નોધને માથે આકડો ચઢાવે છે, અને વધારાની નવી ખાતા વહીમા ખતવ્યાનુ મીંડુ મુકે છે પણ ખાતુ પાનુ કરતા નથી. એ વધારાના નામાની ખાતાવહીથી કોઈનો હિસાબ આપવો રહેલો હોય તે તથા કોઈ ડબલ હિસાબ લઈ ગયો હોય, તો તે માલમ પડે છે એ રિવાજ મુબઈમા શરાફોને ત્યા છે અને ઘણોજ સારો છે. જેથી એ પ્રમાણે નામુ માડવાનો રિવાજ દરેક ઠેકાણે ચાલુ થઈ જશે, ભાગડા બદર વગેરે ઠેકાણે ચાલુ થઈ ગયો છે અગ્રેજી રિવાજ પણ એવોજ છે જુઓ નમુનો નબર ૨૮.

ટીપ—હવે સુરત, બીલીમોરા, ભરૂચ, વડોદરા, અમદાવાદ વગેરે ભરતીઆની નોધ એટલે જેને માલ મોકલ્યો હોય તેઓના ખાતે ભરતીઆના નક્કી રૂા ઉધારી, જેને જેને ત્યાથી માલ લીધો હોય તેઓના ખાતે તારીજમા જમે કરે છે અને ખરચ ખાતે વાર જમા કરે છે અને વગાવ વગેરે આપ્યો હોય તે બાદ કરી વટાવણુ ખાતે ઉધારે છે. અને બાકી નક્કી જેને માલ મોકલ્યો હોય તેઓના ખાતે પ્રથમ ઉધારેલા છે તે મુકી કુલ્લ સરવાળો કરે છે વળી એક દિવસમા ત્રણ ભરતીઆનુ જમા ખર્ચ નાખવુ હોય તો રીતિ ભરી દરેક દરેકના ભરતીઆની તારીજ જુદી જુદી કરવામા આવે છે. જો ભરતીઆની નોધ જુદી નહિ હોય તો ઉધાર માલની નોધની તારીજ કર્યા પછી ભરતીઆનુ જમા ખર્ચ નાખવામા આવે છે જુઓ કારતક સુદ ૬ની ઉધાર નોધ પાનુ ૪ એજ

પ્રમાણે જમા નોંધનુ પણ સમજવુ. જુઓ કારતક સુદ ૭ ની જમા નોં પા. ૩

૩૧—કાગળ—એક માણુસે બીજા માણુસ ઉપર પોતાની હકીકત જાણ કરવી તે જુઓ નમુનો નબર ૨૯

૩૨—ભરતીઉ—માલની ખરીદીના રૂા અને તે ઉપર ચઢાવવામાં આવેલા ખરચ વગેરે મળી તેમાથી વળતર (વટાવ) મુદત બીલ વગેરે જે આપવુ હોય તે બાદ કરી કુલ નક્કી આકડો કરવો તે જુઓ નમુનો નબર ૩૦.

---

# મનોયત્ન ૧ લો (સવાલ)

## સાલ ૧૯૮૧ના કારતક શુદ ૧ ને વાર બુધ તા. ૨૯–૧૦–૨૫

૧—શેઠ ગણેશવર્ધન ગોપાળદાસ અને દેશાઈ મહાદેવ હરિભાઈ જણ ૨ મળી અરધો અરધ સરખે ભાગે સરાફ (કમીશન એજન્ટ)ની પેઢી કાઢી તેમા શેઠ ગણેશવર્ધન ગોપાળદાસે રૂ. ૫૦૦૦૦) કાઢયા અને દેશાઈ મહાદેવ હરિભાઈએ રૂ. ૩૦૦૦૦) કાઢયા. ભાગીદારોના ખાતાનુ વ્યાજ દા. રૂ. ાાની તેરીખે ગણવાનો ઠરાવ કર્યો છે.

૨—ચોપડાનું પૂજન કર્યું તેનો ખર્ચ

૦)= પાન ૦)≡ નાળિએર ૨ ૦≡ પુજાઓ ૦ા મીઠાઇ ૦)– પરચુરણ પૈસા ૦ાા બ્રાહ્મણને દક્ષિણા.

૩—ધી બેંક ઓફ ઇન્ડીઆમા રુ ૭૦૦૦૦) ચાલુ ખાતે દા. રૂ. ૦)■ ની તેરીખે વ્યાજે મુકયા. ચેકબુક તથા પહોંચ બૂક આપી તે લાવ્યા.

૪—કાર્ડ કવર ટીકીટ રૂ. ૧૦) ના લાવ્યા.

૫-અમલસાડ દેશાઇ રણછોડજી ગોવિંદજી ઉપર તાર કરો કે ચોખા રૂ ૧૨)ー છે. તાર ખરચ રૂ ০॥ા લખો

૬-ખાડ દા. ૧૦૦૦ મોરસ મોટે દાણે દા. રૂ ૧૭ા લેખે ડીલીવરી દિવસ ૫ મા પુરા કરી લેવાની શરતે ઠા ઓધવજી નુદરજીથી લેવા કર્યા, તે પેટે તેને રૂ ૫૦૦૦ આજે રોકડા આપ્યા એ દાગીના આપણું લેવા કર્યા તેમાથી દા. ૧૦૦ ના મણ ૬૦લુ ૪ બારદાન રતલ ૨) લેખે બાદ ઉધાર દા. રૂ ૧૭ાー લેખે શા. ઉત્તમરામ કસનદાસને તોલી અપાવ્યા

૭-શા. નદલાલ છોટાલાલને રૂ ૨૦૦૦) સામા દસ્તકનુ ખાતુ પાડી લઈ દા રૂ ০॥ાー ની તેરીખે વટાવ ટકા ૧ લેખે કાપી લઈ આપ્યા.

૮-બીલીમોરાથી ગઇ કાલની મીતીનો કાગળ લખો કે કોઇ આવતા વહાણમા ચોખા હલવાના ગુણ ૧૦૦ નાની મીલના, અને ચોખા જીરા માલના ગુણ ૫૦, આટો લગર છાપ ગુણ ૫૦ અને રવો ગુણ ૨૫ માલ તાજો બજાર કશી ખરીદ કરી નુર ખરચ વગેરેમાં ફાયદો થાય તેમ કરી રવાના કરજો શતમી (રસીદ) સાથે ભરતીઉ બીડી મોકલજો વહાણ માડો કે હમને લખી જણાવજો. માલનો વીમો હમો અત્રે ઉતરાવી લઈશુ. આ સાથે હુડી ૧ રૂ ૧૫૦૦) ની શા. કેસરીચદ ભાણાભાઈ ઉપરની લખી બીલીમોરાથી એજ ધણીની હમારા રાખ્યાની નબર ૨૩૫ ની તુરતની શાહજોગ સ્ટાંપવાળી લખી મીતી આજની બીડી મોકલી છે, તે મળ્યા શીકરાયા લખશો. તમારા ખાતે ગણદેવીવાળા શા. ભગવાનદાસ નરસીદાસને ત્યા રૂ ભરીએ તો કેમ તે લખી જણાવશો વગેરે બાબતનો કાગળ આવ્યો, હુડી આવી, તે નોધી લો, દેખાડ કરો. હુડી શીકરાઈ, જવાબ આપો. અને તેનાવતી વહાણ નામે જળદેવી ટડેલ જગજીવણ કોલ્ડ વલસાડ નબર ૩૫૩ વાળુ નુર રૂ ૬૫) થી માડયુ તેના બાનાના રૂ ૫) રોકડા આપ્યા.

૯-ઓફીસ માટે ભાડા ચીઠ્ઠીનો કાગળ રૂ ૩) નો લાવ્યા, અને તીજોરી ૧ રૂ ૩૨૫)ની ગોદરેજ કું૦ થી રોકડેથી લાવ્યા, અને ટેબલ નગ ૫ રૂ ૭૫) ના, કબાટ નગ ૧ રૂ ૧૨૫) નો લાવ્યા.

૧૦. ૦)॥ બરૂ, ૧॥।= કાગળ થાયા ૫.   ૦'= રૂશનાઈ શીશો ૧ ૦)= દ્રાખ.

---

# મનોયત્ન ૧ નો જવાબ

## રોકડ મેળ પાનુ ૧

### શ્રી ।

શાલ ૧૯૮૧ના કારતક શુદ ૧ ને વાર બુધ તા. ૨૯-૧૦-૨૪

**જ**

૦)૧। શ્રી ગણેશાય નમ
૯૦૦૦૦) શ્રી મેળ ખાતે જમા
બા આજથી પહેલ
વહેલી કમીશન એજન્ટ
ની પેઢી શેઠ ગણેશ
વર્ધન ગોપાળદાસ અને
દેશાઇ મહાદેવ હરિભાઈ
બને મળી સરખા(અરધો
અરધ) ભાગે નીચે
મુજબ રૂા. કાઢી શેઠ
ગણેશ વર્ધન એન્ડ
મહાદેવભાઈ કુા ના નામ
થી શરૂ કરી તે વખતે
હા. પોતે જણુ બંને.
૫૦૦૦૦) શેઠ ગણેશ
વર્ધન ગોપાળ
દાસના ખાતે જમા

**ઉ**

૮)= શ્રીખરચ ખાતે ઉધાર.
ચોપડા પુજન કર્યું.
૦.= પાન ૦)= ૦।મીઠાઈ
૦)≡ નાળીએર. ૨.
૦।≡ પુજાપો.
૦॥ બ્રાહ્મણને દક્ષિણા.
૦)– પરચુરણ પૈસા.
૦।– બરૂ ૦)≡ ૦)= દ્રાખ
૧॥।= કાગળ ઘા. ૫.
૦॥= રૂશનાઇ શીશો ૧.
૦॥। તાર અમલસાદ.
૩) ભાડા ચીઠ્ઠીનો કાગળ

૮)=

૭૦૦૦૦) ધી બેંક ઓફ ઈન્ડીઆ
ખાતે ઉધાર બા ચાલુ
ખાતે હા. રૂા ૦)≡ ની
ટેરીખે વ્યાજે લીધા શેઠ

દા. ટકા અરધાની
તેરીખે.
૩૦૦૦૦) દે. મહાદેવ હરિ
ભાઈના ખાતે જમા
દા. ટકા અરધાની
તેરીખે

૮૦૦૦૦
શેઠ ગણેશ વર્ધન ગોપાળદાસ સહી દા પોતે
દે મહાદેવ હરિભાઈ
સહી દા. પોતે.

૧૫૦૦) શા જેઠાલાલ દુર્લભદાસ બીલીમોરાવાળાને ખાતે જમા બા. હુંડી ૧ રૂ. ૧૫૦૦) ની શા. કેશરી ચંદ ભાણાભાઈ ઉપરની હુ. પા. ૧ હા. કાળીદાસ

૨૦) શ્રી વટાવ ખાતે જમા.

૮૧૫૨૦)

બુક તથા પહોંચ બુક આપી હા મેનેજર જે. કે. કેપ્ટન.

૧૦) શ્રી ટપાલ ખર્ચ ખાતે ઉધાર બા. કાર્ડ કવર ટીકીટ લાવ્યા.

૫૦૦૦) હા ઓધવજી સુંદરજીને ખાતે ઉધાર બા. રોકડા ખાડ દા ૧૦૦૦) બોરસ મોટે દાણે દા રૂ. ૧૭ લેખે ડીલીવરી દિવસ ૫ મા પુરા કરી લેવાની તમોએ આપવા કર્યાં તે પેટે રોકડા લીધા હા પોતે.

૨૦૦૦) શા. નંદલાલ છોટાલાલ ને ખાતે ઉધાર બા. રોકડા રૂા ૨૦૦૦) દા રૂ. ૦ાા= ની તેરીખે લઈ ગયા હા પોતે.

૫) ટંડેલ જગા જીવણના ખાતે ઉધાર બા રોકડા રૂા. ૫) તમોએ તમારૂ વહાણ નામે જળદેવી ટંડેલ પોતે કોલ્ડ વલસાડ નંબર ૩૫૩ વાળું બીલીમોરા જવા સારૂ નુર રૂ. ૬૫ થી માંડયુ તેના બાનાના લીધા હા પોતે.

૫૨૫) શ્રી સરંજામ ખાતે ઉધાર
૩૨૫) તીજોરી ૧ ના હા.
ગોદરેજ કું.
૭૫) ટેબલ નગ ૫ હા.
નારણ મકન મીસ્ત્રી.
૧૨૫) કબાટ નગ ૧ હા.
મોરાર ઉકા મીસ્ત્રી.

૫૨૫)

૭૭૫૪૮)=

૩૯૭૧।।।= શ્રી જણસ બાકી
૯૬૦) રેકડા ૩૦૮૦) નોટ
૧૦) ઉબચેક ૧।।।= પૈસા

૮૧૫૨૦)

---

# ઉધાર નોંધ પાનું ૧

શ્રી૧

શાલ ૧૯૮૧ના કાર્તક શુદ ૧ને વાર બુધ તા. ૨૯-૧૦-૨૪

ઉ

૨૬૧૪।।।≈ શા. ઉત્તમરામ કરસનદાસને ખાતે ઉધાર બા. ખાંડ
દા ૧૦૦)ના મણ ૬ ૯)૪

૭)૪ બારદાન.
૬૨) બાકીના હંડ્રવેટ ૧૫૦।। દા. રૂ. ૧૭)= લેખે.

૬ ૨૬૧૪ાાા= દા ઓધવજી સુંદરજીને
ત્યાથી અપાવ્યા, હા છગનલાલ

૨ ૧૪ાા=

તારીજ

૨૬૧૪ાા= શ્રી ખાડ ખાને જમા બા ખાડ દા ૧૦૦ના

૨૬૧૪ાાા=

---

# મનોયત્ન ૨ જો. સવાલ

સાલ ૧૯૮૧ ના કરત શુદ ૨ ને વાર ગરેઉ તા. ૩૦-૧૦-૨૪

૧. આજની સીલક ।. ૩૯૭૧ાાા= છે

૨. શા. પોપટચદ અમરચદ રૂા ૧૨૦૦૦) વ્યાજે દા. રૂ ૦ા= ની તેરીખે મુકી ગયા તેમા રૂ ૧૦૦૦) રોકડા અને રૂ ૧૧૦૦૦) ને ચેક એક ધી નેશનલ બેક ઉપરને નબર સી ૩ ૪૨૯૩૧ ને આજની તારીખને ખાતાને લખી આપ્યો, તે આપણે આપણી બેકમા તથા રોકડા રૂ ૨૦૦૦) ભરી આપી આવ્યા

૩. શા. ઉતમચ મ કરસનદાસને ત્યાથી ખાડ દા. ૧૦૦ ને હિસાબ લઈ આવ્યા તેમથી મુબઈના ધારા મુજબ વળતર ટકો ૧ )= કાપી આપી લાવ્યા

૪. ઘોડો એક લાલ રૂ ૭૨૫) તથા ગાડી એક રૂ ૫૭૫)ની રોકડેથી શા મોતીચદ રણછોડદાસથી લીધી, દલાલીના રૂ. ૫) રોકડા આપ્યા.

૫. ઉધાર ચોખા હલવાની ગુણ ૫૦૦ ના મણ ૩૦૧૫ દા. રૂ. ૧૨) લેખે શા. ભારમલ શ્રીપાલને ત્યાથી લાવ્યા. ગાડી ભાડું ગાડી ૬૨ દા. રૂા. ૦ાા લેખે રોકડા આપ્યા.

૬. મણુદેવીથી શા. ભગવાનદાસ નરશીદાસનો કાગળ ગઈ ક.લની મીતિનો લખો, કે આ સાથે હુંડી ૧ રૂ ૩૧૦૦) ની શા. ધુળચંદ ગમનજીની લખી હમારા શખ્યાની નબર ૪૬૪ તુરતની શાહજોગ સ્ટાપ વગરની ગઇ કાલ ની મીતિની લખી શા. ડાહ્યાભાઈ ધનજી ઉપરની તથા ચેક ૧ રૂ ૫૦૦૦)નો શેઠ મનચેરજી માણેકજીનો લખ્યો, ધી ઇમ્પીરીયલ બેંક ઉપરનો ખાતાનો નબર ઈ ૧૩-૧૨૯૨૧ નો લખ્યો તારીખ આજનો બીડી મોકલ્યો છે, તે મળ્યા તથા શીકરાયા લખશો તૈયાર ચાંદીના પાટનો ભાવ તારથી જણાવશો, હમારા ખાતે કોઈ રૂ, ભરે તો લઈ જમા કરજો તથા હુંડી ના સારા વેપારીના પુરજાનો ભાવ લખી જણાવશો હમોએ હુંડી ૧ રૂ. ૨૫૦૮) ની શા. હરજી મુળજીના શખ્યાની નબર ૧૩૩ ની તુરતની શાહજોગ આજની મીતિની તમારા ઉપર લખી છે. તે આવેથી શીકારી ખોખુ બીડી મોકલશો. દરરોજ ભાવનું લીસ્ટ બીડતા રહેશો. વગેરે બાબતનો કાગળ આજે આપણે ત્યાં આવ્યો હુંડી આવી તે નોધી લો દેખાડ કરોખડી રહી. ચેક આપણે આપણી બેંકમા ભરી આવ્યા. તેની લખેલી હુંડી શા દેશર્ચંદ ભાણાભાઈ ઠો. તાંબા કાટા ટ્રામના રસ્તા ઉપર વાળા દેખાડ કરવા આવ્યા, તે નોંધી લઇ નાણા ભરી ખોખુ લાવી બીડી મોકલો. જવાબ લખો.

૭ અમલશાડથી દેશાઇ રણછોડજી ગોવિંદજીનો કાગળ આજ ની મીતિનો લખો કે તમારો તાર મળ્યો, હમારા હિસાબે રેલ્વે મારફતે ચોખા હલવાની ગુણ ૧૦૦ ૨ ગુની નાની મીલના અને ચોખા જીરાસાલના ગુણ ૫૦ મળી ગુણ ૧૫૦ દોઢસો બજાર કરી ખરચ વગેરેમા-ફાયદો થાય તેમ કરી રવાના કરશો. રસીદ સાથે ભરતીઉ બીડી મોકલજો દરરોજ ભાવનું લીસ્ટ બીડતા રહેશો. ગોળ દેશી સુકો પીળો સ્વાદાર ચોમાસામાં રહે એવો ઠીકરી હલકી ઘડા ૧૦૦ રેલવે મારફતે તમારા પર વેચવા રવાના કર્યા છે જેની રસીદ આ સાથે બીડી મોકલી છે તે મુજબ માલ સંભાળી લઈ લખશો આ સાથે આંકડા બીડી મોકલ્યાં છે તે મુજબ તપાસી લેશો અને જો સ્ટેશન બેઠાં વેચાય એમ હોય તો ભાવ તારથી

જણાવશો, અને તુમારા તારનો જવાબ આવેથી વેચાણ કરશો, આ સાથે હુંડી ૧ રૂ. ૧૦૦૦)ની શા રાયચંદ નાનચંદ ઉપરની નંબર ૨૨૨ નીં તુરતની શાહ જોગ લખી મીતિ સુદ ૧ ની લખી નરમારીથી શા. પ્રેમચંદ અભેચંદની રાખ્યા દેશાઇ વસનજી કસનજી અમલસાડવાળાની સ્ટાંપવાળી બીડી મોકલી છે તે મલ્યા શીકરાયા લખશો દરરોજ ભાવનું લીસ્ટ બીડતા રહેશો વગેરે બાબતનો કાગળ લખો.

૮ ગોખા ગુણ ૫૦ના મણ ૩૦૩ દા રૂ ૧૨)= લેખે રોકડેથી શા નરોત્તમદાસ હરજીવનદાસને આપ્યા વટાવ ટકા ૧॥ લેખે કાપી રોકડા લીધા.

૯ ખાંડ દા. ૧૦૦૦ના સોદામાથી દા. ૨૦૦ના મણ ૮૨૧૭॥ ૧ બારદાન રતલ ૨ લેખે બાદ ઉધાર શા. કેશરીચંદ ભાણાભાઇને તોલી અપાવ્યા,

૧૦ શાકભાજી દિવસ ૨ ની રૂા ૦॥≈ દુધ ૦=॥

૧૧ રેતી ૦)≡ની, ૦)≡ ખ્લોટીંગ, ૦)= ટાંમ

---

# મનોયત્ન ૨ જાનો જવાબ

## શ્રીરા રો. પા. ૨

શાલ ૧૯'૧ના કારતક શુદ ૩ને વાર ગરેઉ તા. ૩૦–૧૦ ૨૪

| જ | ઉ |
|---|---|
| ૩૬૭૫॥॥= શ્રી પુરાન બાકી | ૧૮૦૦૦) ધી બેંક ઓફ ઈન્ડીયા ખાતે ઉધાર બા, નીચે મુજબ ભર્યા હા મેતાજી લલ્લુભાઇ |
| ૧૨૦ ૦) શા પોપટચંદ અમરચંદના ખાતે જમા બા રોકડા ૧૨૦૦૦) દા રૂા. ૦।~ ના તેરીખે વ્યાજે. | ૧૧૦૦૦) ચેકના જમે |

મુકી ગયા હા. પોતે
૧૧૦૦૦) નો ચેક ધી
નેશનલ બેંક
ઉપરનો નંબર
સી. ૩. ૪૨૯૨૧
નો રાજની તારી-
ખનો ખતાં નો
લખી આપ્યો તેના
ધી બેંક ઓફ
ઈન્ડીઆ ખાતે
ઉધારી જમા છે
૧૦૦ ) રોકડા
૧૨૦૦૦)

૨૬૧૪ાા≈ શા. ઉત્તમરામ કરસન
દાસના ખાતે જમા.
બા. ખાંડ દા ૧૦૦ નો
હિસાબ ચુકતે હા.
લલ્લુભાઈ

૫૦૦૦) શા. ભગવાનદાસ નરશી
દાસ ગણુદેવીવાળાને
ખાતે જમા બા. ચેક ૧
ધી ઇમ્પીરીઅલ બેંક
ઉપરનો હું. નો. ૫૨
ના ઉધાર ધી બેંક ઓફ
ઈન્ડીઆ ખાતે.

૬૧૨ા~ શ્રી ચોખા ખાતે જમા

શા. પોપટચંદ
અમરચંદના ખાતે
૫૦૦૦) ચેકના જમે શા.
ભગવાનદાસ નરશી-
દાસ ગણુદેવીવાળા
ને ખાતે
૨૦૦૦) રોકડા.
૧૮૦૦૦)

૩૮ાા~ાા શ્રીવટાવ ખાતે ઉધાર
૨૬ાા≈ાા ૯)≈

૧૩૭૫) શ્રી ઘોડા ગાડી ખાતે
ઉધાર બા. ઘોડો ૧
તથા ગાડી ૧ લીધા
તેના રોકડા હા. શા
મોતીચંદ રણછોડદાસ
૩૨૫) ઘોડો લાલ ૧ના
૫૭૫) ગાડી ૧ ના
૫) દલાલીના હા.
નારણશીંગ
૧૩૦૫

૩૧) શ્રી ચોખા ખાતે ઉધાર
બા. ચોખા ગુણ ૫૦
વખારે લાવ્યા તેની
ગાડી ૬૨ના રોકડા હા.
મુકાદમ હીરજી.

૨૫૦૦) શા. ભગવાનદાસ નર-
સીંહદાસ ગણુદેવી-

આ ચોખા ગુણુ ૫૦ના
મણુ ૩૦૩ની પાકી ગુણુ
૫૦ાા દા. રૂા ૧૨)= લેખે
રોકડા હા શા નરોતમ
હરજીવનદાસ

૨૪૦૯૯)=

વાળાને ખાતે ઉધાર
આ હુંડી ૧ ૨ ૨૫૦૦)
ની લખી તમારી હમારા
ઉપરની શા હરજીમુળજી
ના રાખ્યાની નબર ૧૩૩
ની તુરતની શાહ જોગ
લખી મીતિ શુદ ૧ ના
નાખ્યા શા કેશરીચદ
ભાણુભાઇને ભર્યાં હા
લલ્લુભાઈ

૦ાા-ાા શ્રી ભોજન ખરચ ખાતે
ઉધાર
૦≡ શાકભાજી દિવસ ૨ના
૦=ાા દૂધ શેર ૧ાા
૦ાા-ાા

૦ાા શ્રી ખરચ ખાતે ઉધાર
૦)≡ રેતી ૦)≡ બ્લોટીગ
૦)= દામ
૦ાા

૨૧૮૭૫ાા≡ા

૨૨૨૩)=ાા શ્રી જણુસ બાકી.

૨૪૦૯૯)=

# ઉધાર નોંધ પા. ૨

શાકે ૧૯૮૧ ના કારતક શુદ ૨-૩ ને વાર ગરેઉ
ના ૩૦-૧૦-૨૪.

ઉ

૫૨૪જાના શા. કેશરીચંદ ભાણાભાઈને ખાતે ઉધાર બા. ખાંડ હા. ૨૦૦ ના મણ ૧૨।। જા ૧

૧૪।। ૧ બારદાન
૧૨૦૩) બાકીના હંડ્રવેટ ૭૦।।। હા. રૂ. ૧૭.= લેખે હા. ઓધવજી સુંદરજીને ત્યાંથી અપાવ્યા હા મોરારજી.

૫૨૪હાના

તારીખ

૫૨૪જાના શ્રી ખાંડ ખાતે જમા બા ખાંડ હા. ૨૦૦ ના

૫૨૪જાના

# જમે નોંધ પા. ૧.

સાલ ૧૯૮૧ ના કારતક શુદ ૨-૩ને વાર ગરેઉ તા૩૦-૧૦-૨૪

જ

૬૦૩૦) શા. ભારમલ શ્રીપાલને ખાતે જમા બા ચોખા હલવાની ગુણ ૫૦૦ ના મણ ૩૦૧૫ ની પાકી ગુણ ૫૦૨।। હા. રૂ. ૧૨) લેખે હા. લલ્લુભાઈ

૬૦૩૦)

તારીખ

૬૦૩૦) શ્રી ચોખા ખાતે ઉધાર ખા ચોખા ગુણ ૫૦૦) ના

૬૦૩૦)

## મનોયત્ન ૩ જા નો સવાલ

શાલ ૧૯૮૧ના કારતક શુદ ૪ ને વાર શુકર તા.૩૧-૧૦ ૨૪

૧. આજની શીલક રૂ. ૨૨૨૩)॥ છે

૨. શા ભગવાનદાસ નરસીહદાસ ગણદેવી વાળાને તાર કર્યો કે તૈયાર ચાદી રૂ ૭૧)~ છે તાર ખર્ચ રૂ. ૦॥~ લખો ૩, ૦॥ રોકડો ૦)~ લખાઈ બદલનો વટાવ ખાતે જમા કરો. તેના તારનો જવાબ આવ્યો કે ચાદી પાટ ૪ લો. તો ધી નેશનલ બેકમાથી ચાદી પાટ ૪

| નબર | આકિમ |
|---|---|
| ૧૦૫૧૫ | ૧૦૧૬॥, |
| ૧૦૧૩૩ | ૧૦૧૯ |
| ૧૦૫૨૩ | ૧૮૨૦॥ |
| ૯૧૫૬ | ૧૦૧૯ |
| | ૪૩૭૫)~ |

રૂ ૭૧)~ લેખે લાવ્યા. તેનો ચેક લખી આપ્યો. તથા હા. તે પાટ ૪ દુકાને લાવતા નીચે મુજબ ખખરચ લખો. ૦= ટ્રામ ઘોડાગાડી ૦॥~ હેલકેરી ૦।~ નાસ્તો ચાહ ૦।

૩ ગણદેવી વાળાની હુડી હતી તે શીકારાઇ, વ્યાજ લઇ જમા કરો.

૪. ચોખા ગુણ ૫૦૦ નો હિસાબ લેવા આવ્યા તેને આપો સહી બુકમા સહી કરાવી લો.

૫. ખાડ હા. ૨૦૦ નો હિસાબલઇ આવો.

૬. અમલસાડથી કાગળ આવ્યો, હુંડી આવી તે નોંધી લો. દેખાડ કરો શીકરાઈ. ગોળ ઘડા ૧૦૦ ના ડબ્બો આવ્યો તેને તાર કરો કે ઘડા ૫૦ સ્ટેશન બેઠાં રૂ ૯૧) થી વેચવા છે, તાર ખરચ રૂ. ાા- લખો રૂ ાાા રોકડા તેનો જવાબ આવ્યો કે વેચો તો ઘડા ૫૦ ના સુરતી મણ ૮૧)૯ ના મુંબઈ મણ ૧૦૮ા ૨ ની ખાંડી મણ ૨૧ લેખે ખાંડી ૫) ૩ા ૨ દા. રૂ. ૯૨) લેખે રોકડેથી શા. નાનચંદ ડુંગરજીને વેચ્યા. ભાવ કસર રૂ. ૧ લેખે લેવી છે વળતર ટકા ૧) લેખે મુદત દિવસ ૮ની કાપી આપી રોકડા લીધા.

૭. મુંબઈથી આજની મીતિનો કાગળ તળાજા શા. રામજી ભગવાન ઉપર લખો કે ઘીના ભાવનો તાર મળ્યો હમારા હિસાબે કોઈ આવતા વહાણમા ઘી ડબ્બા ૩૦૦ માલ ગામડાનો રવાદાર તાજો નજરે જોઈ બજાર કરી ખરીદ કરી નુર ખરચ વગેરેમા ફાયદો થાય તેમ કરી રવાના કરશો. વહાણ માંડો કે હમને લખી જણાવશો તો વીમો માલનો હમો અત્રે ઉતરાવી લઈશુ. શનમી (રસીદ) સાથે ભરતીઉ ખીડી મોકલશો આ સાથે હુંડી રૂ ૧૨૦૦) ની શા. પરશોતમદાસ ભગવાનદાસ ઉપરની હમારા રાખ્યા ની નંબર ૩૩ તુરતની શાહજોગ લખી શા. વીઠ્ઠલદાસ ગોકળદાસની આજની મીતિની સ્ટાંપવાળી ખીડી મોકલી છે. તે મળ્યા શીકરાયા લખશો એ હુંડી આપશે ૦)ા લેખે વટાવ આપવો કરી લખાવી લીધી છે પણ નાણાં આપવાની શરત હુંડી શીકરાયાનો જવાબ આવેથી આપ વાનાં છે. તો હુંડીનો હવાલો નાખો જો તમારે નાણાંની જરૂર પડે તો હમારા ઉપર હુંડી લખશો તો તે શીકારી આપીશું વગેરે બાબતનો કાગળ લખો.

૮. કાગળો પ્રેસ કરવાનુ મશીન રૂ. ૪૧) નું લાવ્યા હા ગીરધરલાલ ગોવિંદલાલને રોકડા

૯. પેન્સીલ ડઝન ૧ ૦ા≈ દ્રામ ૦)= પાન સોપારી ૦)-

# મનોયત્ન ૩ જાનો જવાબ

## શ્રી૧૧ રો. પા. ૩

સાલ ૧૯૮૧ ના કારતક શુદ ૪ ને વાર શુક્ર તા. ૩૧-૧૦-૨૪

| જ | ઉ |
|---|---|
| ૨૨૨૩)ાા આ શ્રી પુરાન બાકી. | ૭૭૨૪ાાા શા. ભગવાન નરશીદાસ ગણદેવીવાળાને ખાતે ઉધાર બા' તમારી વતી તમારા તારના જવાબથી તેયાર ચાંદીના પાટ ૪ ધી નેશનલ બેંકમાંથી લઈ આવ્યા. |
| ૭૭૨૨) ૦I ધી બેંક ઓફ ઇન્ડીઆ ખાતે જમા બા'. ચેક ધી નેશનલ બેંકને નંબર ૪૧૧૦૧ નો આજની તારીખનો ખાતાનો લખી આપ્યો તેના તમારા ખાતે જમા કરી શા ભગવાનદાસ નરશીદાસ ગણદેવીવાળાને ખાતે ઉધાર છે | ૦ાા. તાર ચાંદીના ભાવનો કીધો |
| ૯૬) ૦I શ્રી વટાવ ખાતે જમા. ૦ાા ૯૦ાા ૦) ૫) | ૭૭૨૨) ૦ાચાંદીના પાટ ૪ નંબર ઓસ ૧૦૫૧૫ ૧૦૨૦ાા ૧૦૧૩૩ ૧૦૧૬ાા ૧૦૫૨૭ ૧૦૧૯ ૯૧૫૬ ૧૦૧૯ |
| ૩૧૦૦) શા ભગવાનદાસ નરશીદાસ ગણદેવી વાળાને ખાતે જમા સુદ ૩ ના હુંડી ૧ રૂા ૩૨૦૦) ની શા ડાહ્યાભાઈ ધનજી ઉપરની હું નો પા ર હા કેશવલાલ ૦) સ્ટાંપ | ૮૮૭૫ ના રૂપિઆભાર |
| ૦ાા ૦I શ્રી વ્યાજ ખાતે જમા હા. ડાહ્યાભાઈ ધનજીભાઈ | ૧૦૮૬૬ાાા હા. રૂ ૭૧) ઉપરનો ચેક લખી આપ્યો તેના જમે ધી બેંક ઓફ ઇન્ડીઆ ખાતે. |

૫૨૪૪ા~ શા. કેશરીચંદ ભાણા ભાઇને ખાતે જમા બા. ખાંડ દા. ૨૦૦નો હિસાબ ચુકતે હા લલ્લુભાઇ.

૧૦૦૦) દેશાઈ રણછોડજી ગોવિંદજી અમલસાડવાળાને ખાતે જમા બા', હુંડી ૧ રૂા. ૧૦૦૦) ની શા. રાયચંદ નાનચંદ ઉપરની હું. નો પા.૩ હા મકનજી

૪૬૯૦॥ શ્રી અમલસાડવાળા દેશાઇ રણછોડજીના માલ ખાતે જમા બા ગોળ ઘડા ૫૦ ના સુરતી મણ ૮૧) ૯ ના મુંબઈ મણ ૧૦૮ા૨ ની ખાંડી ૫) ૩ા૨ દા રૂ. ૯૧) લેખે સ્ટેશન બેઠાં આપ્યા તેના રેકડા હા શા નાનચંદ ડુંગરજી

૧૨૦૦)≈ શા વિઠ્ઠલદાસ ગોકળદાસના ખાતે જમા સુદ ૬ બા હુંડી ૧ રૂ. ૧૨૦૦) ની શા. પરશોતમદાસ ભગવાનદાસ તળાજાવાળા ઉપરની લખી તમારી હમારા રાખ્યાની નંબર ૭૩ ની તુરતની શાહજોગ

૧॥ ખરચ
૦ાા~ ઘોડા ગાડી
૦ા~ હેલકરી.
૦ા નાસ્તો.
૦)= ટ્રામ
૧॥

૭૭૨૪ા~

૬૦૩૦) શા. ભારમલ શ્રીપાલને ખાતે ઉધાર બા. ચોખા ગુણ ૫૦૦ નો હિસાબ ચૂકતે હા નરોતમદાસ.

૬૪ાા≈ શ્રી વટાવ ખાતે ઉધાર
૫૯)વળતર ૪ા≈
૦ાા≈ દિવસ ૮

૦ાા~ શ્રી અમલસાડવાળા દેશાઈ રણછોડજીના માલ ખાતે ઉધાર બા. ગોળ ઘડા ૫૦ રૂ ૯૧)થી વેચવા છે નો તાર કર્યો તેના.

૧૨૦૦) શા. રામજી ભગવાનજી તળાજાવાળાને ખાતે ઉધાર સુદ ૫ બા,હુંડી ૧ રૂા. ૧૨૦૦) ની શા પરશોતમદાસ ભગવાનદાસ ઉપરની બીડી મોકલી તેના જમા શા. વીઠ્ઠલદાસ ગોકળદાસના ખાતે.

૪૧) શ્રી સરંજામ ખાતે ઉધાર કાગળ પ્રેસ કરવાનું મશીન

આજની મીતિની લખી આપી તેના નાણાં હુંડી શીકરાયાનો જવાબ આવે ૦।।≈ થી આપવાની શરત છે.

૧૨૦૦) હુંડીના તે શા ઉધાર રામજી ભગવાન

નાણાંજાવાળાને ખાતે

૦)≈ વટાવના તેથી ૫૯૨૪)■ હુંડીઆમણ ખાતે

૧૦૦૦)■

૨૧૦૫૫ાા૦ાા

નના રોકડ હા ગીરધરલાલ ગોવિંદજી

શ્રી ખરચ ખાતે ઉધાર

।≈ પેન્સીલ ડઝન ૧

૦)≈ ટાંમ

૦)~ પાન સોપારી

૦।≈

૧૫૭૬૧ા~ાા

શ્રી જણસ બાકી

૨૧૦૫૫ાા ૦ાા

---

# મનોયત્ન ૪ થા નો સવાલ

શાલ ૧૯૮૧ના કાર્તક શુદ ૪ ને વાર શનેઉ તા. ૧-૧૧-૨૪

૧ આજની શીલક રૂ ૫૯૯૪)≈ા છે

૨ શા નન્દલાલ છોટાલાલ રૂ ૨૦૦) રોકડા ભરી ગયા હા, પોતે

૩ ખાડ દા ૧૦૦૦)ના સોદામાથી દા. ૨૫૦) મણ ૧૫૨૧ા ૩ ૬ રૂ ૧૭ાા લેખે ઉધાર દે પરાગજી સુરભાઈ કુાં. ને આપ્યા

૪. ઘોડા માટે ઘાસ ગાસડી ૫ દા રૂ. ૭ા~ લેખે રોકડેથી દેશાઈ ભીમભાઈથી લાવ્યા.

૫. ગણુદેવીથી શા ભગવાનદાસ નરસીદાસનો કાગળ આવ્યો. કે મુદત દીન ૩૦ નો હા. મુળજી હરિદાસનો હુંડીનો પુરજો રૂ. ૫૦૦૦) નો લો તો તેના વતી દલાલ પ્રેમચંદ માનચંદ મારફતે દા રૂ. ૦॥ ની તેરીખે લીધા વ્યાજના પૈસા કાપી લઈ બાકીના રોકડા આપ્યા

૬ અમલમાડવાળાના ગોળ ઘડા ૫૦ સ્ટેસનેથી ઉતારી વખારે લાવ્યા.

૬૩ા= નુર રસીદ નબર ૫૫૭

૩ા~ ગાડી ભાડું ગાડી ૩ દા,૧)≈ લેખે લખો. રોકડા રૂ. ૧) લેખે આપ્યા.

૦)≈ જગાત.

ાા૦ા ઘડા મી ચાઇ રૂ. ાા૦ા લખો૨, ૦ા= રોકડા આપ્યા

---

૬૭ાા=ાા

૭. મહેતાજી લલ્લુભાઈ પરાગજી એ પગાર પેટે રૂ, ૨૫) રોકડા લીધા. હા પોતે

૮ ભુલેશ્વર માધવ બાગ આગળ પરચુરણ માલની દુકાન રાખી તેમા રૂ. ૩૦૦૦) રોકડ' આપ્યા

૯. એલચી પોતા ૧૦ ના મણ ૨૯ાા ૨ રતલમાંથી બારદાન રતલ ૨ લેખે મણ ૦ાા ૬ રતલ બાદ જતાં બાકી મણ ૨૯) ૩ ના સુરતી મણ ૨૧ાા ૩)≈ાા ના પાકા મણ ૨૦ાા ૧ાા=ાા અધોળ (તોલ ૪૨ લેખે) દા રૂ. ૯૩ા≈ લેખે ઠા. ખીમજી પ્રેમજીથી ઉધાર લાવ્યા તે પેટે તેણે રૂ. ૧૫૦૦ રોકડા લીધા.

૧૦ વીશી માટે લાકડા ખાડી ૨ દા. રૂ ૧૦ા= લેખે રોકડેથી લાવ્યા. મજુરી હેલકરીને ૦ાા~ રોકડા હા. કસનજી.

૧૧. દેશાઈ મહાદેવ હરિભાઈએ રોકડા રૂ. ૧૦૦૮) આપ્યા.

